هوالمعين

# મુઈનુલ અકાઇદ

## (ઇસ્લામી માન્યતાઓ)


સંપાદક

મવ. મુફતી મહમૂદ હસન સા. અજમેરી (રહ.)

ભૂતપૂર્વ શૈખુલ હદીષ : જામિઅહ હુસૈનિયહ રાંદેર



પ્રકાશક

મવ. મહમૂદ શબ્બીર મવ. મુહમ્મદ સઈદ રાંદેરી (સા.)

મુહતમિમ : જામિઅહ હુસૈનિયહ રાંદેર, સુરત (ગુજરાત) ઇન્ડિયા

હુવલ મુઈનુ

# મુઈનુલ અકાઈદ

(ઈસ્લામી માન્યતાઓ)


—: સંપાદક :—

મવ. મુફતી મહમૂદ હસન સા. અજમેરી (રહ.)

ભુતપુર્વ શૈખુલ હદીષ:જામિઅહ હુસૈનીયહ રાંદેર



—: પ્રકાશક :—

(મવ.) મહમૂદ શબ્બીર મવ. મુહમ્મદ સઈદ રાંદેરી (સા.)

મુહતમિમ : જામિઅહ હુસૈનીયહ રાંદેર, સુરત (ગુજરાત)

| કિતાબકનું નામ | મુઈનુલ અકાઈદ |
|---|---|
| સંપાકદ | મવ. મુફતી મહમૂદ હસન સા. અજમેરી (રહ.) |
| પ્રકાશન વર્ષ | સન હિજરી ૧૪૩૦ મુતાબિક સન ઈસ્વી ૨૦૦૯ |
| આવૃતિ | બીજી |
| પ્રત | ૧૦૦૦ (એક હઝાર) |
| પ્રકાશક | જામિઅહ હુસૈનિયહ, રાંદેર (સુરત), ૩૯૫૦૦૫ |


એક સાહીબે ખૈર તરફથી હમારા પ્યારા નબી હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમજ મૌલાના અલીભાઈ સાહબ કાવીવાલા, માજી નાયબ મોહતમિમ દારૂલ ઉલૂમ કંથારિયા ભરૂચ તેમજ તેમના અહલીયા મોહતરમા હૂરબાઈ તેમજ સગા-સબંધીઓ અને ઉમ્મતે મુહમ્મદિયહના ઈસાલે સવાબ માટે છપાવી વકફ કરવામાં આવી છે.

આ કિતાબ પઢનાર ભાઈ બહેનોથી દુઆઓની ગુજારીશ છે.


**PUBLISHER**

**JAMIAH HUSAINIYAH RANDER**

AT & PO. RANDER, SURAT-395005, (GUJ) INDIA

PH. (0261) 2763303

FAX : (0261) 2766327

# લેખકનું ટૂંક જીવન ચરિત્ર

ગુજરાતની ધરતી પર અલ્લાહ તઆલાનો એક ખાસ ફઝલ અને ઈન્આમ રહ્યો છે કે હંમેશા આ મુબારક સરઝમીન પર મોટા મોટા આલીમો અને બુઝુર્ગો પધારતા રહ્યા. જેના પરિણામે જહાલત, બિદઅતો તથા કૂરિવાજો નાબૂદ થઈ નૂરાની અને ઈલ્મી માહોલ સર્જાતો રહ્યો.

આ મુબારક હસ્તીઓ પૈકી એક ચમકતા સિતારા જેવું નામ હઝરત મૌલાના મુફતી મહમૂદ હસન હઝારી રહ.નું છે જેમણે જામિઅહ હુસૈનિયહ રાંદેર ખાતે રહી પોતાની અવિસ્મરણીય ઈલ્મી કાબેલિયત, ઉચ્ચ આચાર-વિચાર તથા સમાજસુધારણાના કાર્ય દ્વારા મહાન દીની ખિદમતો અંજામ આપી.

હઝ. મૌલાના મુફતી મહમૂદ હસન હઝારી રહ.નો જન્મ ૫ ઝિલ્હજ્જ ૧૩૦૯ હી. (૧૮૯૨ ઈ.)માં હઝારા જીલ્લાના વીદલકમાચ ગામમાં થયો હતો. આપના વાલિદ હઝ. મૌલાના હાજી અહમદખાં સાહબ એક ઉચ્ચ કક્ષાના આલિમ હતા, જેમની પાસે પ્રાથમિક દીની તા'લીમ પ્રાપ્ત કરી.

તે પછી તફસીરના પ્રખ્યાત અને જાણીતા આલિમ હઝ. મૌલાના અહમદઅલી સાહબ લાહોરી રહ. પાસે સિંધમાં તફસીરનો ઈલ્મ હાસિલ કર્યો. તે બાદ સિંધથી અજમેર તશરીફ લાવ્યા અને અજમેરના મદ્રસા મુઈનિયહ ખાતે મશહૂર આલિમેદીન હઝ. મૌલાના મુઈનુદ્દીન રહ. પાસે ઈલ્મ હાસિલ કરી તેમના મુબારક હાથે ઈલ્મી સનદ પ્રાપ્ત કરી. આજ મદ્રસહ મુઈનિયહ અજમેરમાં થોડો સમય ઈલ્મી ખિદમત આપ્યા પછી અજમેરથી જામિઅહ હુસૈનિયહ રાંદેર તશરીફ લાવ્યા. અહીં સદર મુદર્રિસ તરીકે આપની નિમણુંક કરવામાં આવી જે પછી શૈખુલ હદીષ તરીકે ૨૬ વર્ષ ખિદમત અંજામ આપી. આપ પીર સૈયદ ગુલામ મુસ્તુફા કાદરી કલીદારી રહ.ના ખલીફા અને મજાઝ પણ હતા.

આપ રહ.ની સલાહિયત, અભ્યાસની ગૃહનતા તથા ઈલ્મી

વિશાળતા ઉપરાંત વિષયની છણાવટ તથા સમજાવવાની રીત ખૂબ જ અનોખી હતી. જેનાથી ખાસ કરી તલબા અને આમ તોર પર સામાન્ય લોકોને આપનાથી ઘણો ઈલ્મી ફાયદો થયો. જ્યારે દેશનું વિભાજન થયું ત્યારે આપ રહ. પોતાના વતન પાછા ચાલ્યા ગયા. ત્યાં મત્લઉલ ઉલૂમ - કોએટામાં શિક્ષણ કાર્યનો પ્રારંભ કર્યો.

૧૩૭૩ હી. મુતાબિક ૧૯૫૩માં કોએટાની પ્રસિધ્ધ ઈદગાહ નજીક 'જામિઅહ અરબિયહ ઈસ્લામિહય'ના નામથી એક મદ્રસાની સ્થાપના કરી. જેમાં એક મસ્જિદ પણ બંધાવી. અહીં જીવનના અંત સુધી તા'લીમ અને ઈફતાના કાર્યમાં મશ્ગૂલ રહ્યા. આમ ઈલ્મેદીનની ખિદમત કરતા કરતા પહેલી ઝિલ્હજ્જ ૧૩૯૩ હી. (૧૯૭૩ ઈ.)ના રોજ આપનો ઈન્તિકાલ થયો. તેમને પોતે સ્થાપેલા મદ્રસાના મેદાનમાં દફન કરવામાં આવ્યા.

મર્હુમે પોતાની જિંદગીમાં ઘણી અગત્યની કિતાબો લખી જે આપની કાયમી યાદ સ્વરૂપે બાકી રહી આવનાર પેઢીને લાભદાયી થતી રહેશે. જે પૈકી કેટલીક કિતાબો આ છે. (૧) મુઈનુલ અકાઈદ (૨) મુઈનુલ ફરાઈઝ (૩) મુઈનુલ હિકમત (૪) મુઈનુલ મન્તિક ૧-૨ (૫) અત્તઝકિરતુલ મહમૂદહ.

# પરિચય અને સંપાદનનું કારણ

તસ્હીલાતે મુઈનીનો સિલસિલો જે જરૂરતો હેઠળ સ્થાપવામાં આવ્યો છે, તેનું વર્ણન જાહેરાત અને અગાઉની કિતાબોમાં વારંવાર આવી ગયું છે અને તેનો ભાષ તા'લીમનાં નિષ્ણાંતોને પણ છે.

તા'લીમી પ્રકરણમાં મુસલમાન વિદ્યાર્થીઓ બલ્કે દરેક મુસલમાનને ઈસ્લામી માન્યતાઓથી જેટલું માહિતગાર હોવું જરૂરી છે તે પણ સ્પષ્ટ છે; પરંતુ આ વિષયના અરબી પુસ્તકો ટીકા–ટિપ્પણીઓના કારણે અને ઉર્દૂ પુસ્તકો સમજવામાં પણ વિધ્ન ઉત્પન્ન કરે એટલી સંક્ષિપ્ત અથવા એટલા લંબાણપુર્વક હોવાના કારણે કે વાંચનારને પણ કંટાળો ઉત્પન્ન થાય એથી વિદ્યાર્થીનું ધ્યાન પોતાની તરફ કેન્દ્રિત કરી શકતાં નથી; વિશેષતરીતે સરકારી શાળાઓમાં તા'લીમ લેતા વિદ્યાર્થીઓ જેમને હરવા–ફરવાના સમય કરતાં તા'લીમી સમય ઓછો ફાળવવામાં આવે છે તેથી તેઓ આ વિષયથી બિલકુલ વંચિત જ રહે છે; એ જરૂરતોને નઝર સમક્ષ રાખી મેં સરકારી શાળાઓમાં તા'લીમ લેતા વિદ્યાર્થીઓની સરળતા માટે કિતાબ (પુસ્તક)ને ત્રણ ભાગમાં વહેંચી આપી છે; જો તેમાંથી એક ભાગ દર વર્ષે યાદ કર્યા કરશે તો પ્રાથમિક શિક્ષણથી ફારિગ થતાં સુધીમાં તેઓ ઈસ્લામી અકાઈદ–માન્યતાઓથી સંપુર્ણ જાણકારી પ્રાપ્ત કરી લેશે અને બીજી તરફ ઈસ્લામી મદ્રસાઓના તલબા (વિદ્યાર્થીઓ) પણ ભવિષ્ય માટે વિષયના નાજુક મસાઈલ સમઝવાની સારી લાયકાત પ્રાપ્ત કરી લેશે.

પુસ્તકનો પહેલો ભાગ અક્ષરસ "અકાઈદે નસફી"નો જ અનૂવાદ છે જે સર્વે એહલે સુન્નત વલ જમાઅતની અતિમાન્ય અને મકબૂલ કિતાબ છે. અને બીજો ભાગ શર્હે અકાઈદ અને શર્હે ફિકહે અકબર વિગેરે ભરોષાપાત્ર કિતાબોનો ખુલાસો છે, જેમાં વધુ ઈત્મિનાન માટે હવાલા પણ લખી આપવામાં આવ્યા છે અને ત્રીજા ભાગમાં ઈલ્મે અકાઈદની જરૂરત અને ઈમાને મુફસ્સલ વિષે જરૂરી સ્પષ્ટિકરણ રજૂ કરવામાં આવ્યું છે.

સારાંશ કે તા'લીમી કોર્ષમાં રાખવા માટે કોઈ કિતાબને જે વિશેષતાઓથી સભર હોવું જોઈએ તેનો ખ્યાલ રાખીને કિતાબને દરેક રીતે

સંપુર્ણ કરવાના પ્રયાસો કરવામાં આવ્યા છે; તે છતાં કોઈ માનનીયને કિતાબમાં કોઈ દોષ અથવા કમી દેખાય તો મહેરબાની કરી અમને જાણ કરે જેથી આવતા પ્રકાશનમાં તેને ધ્યાનમાં રાખવામાં આવે.

ان ارید الا الاصلاح ماستطعت و ماتوفیقی الا باللہ.فقط

મહમૂદ હસન ગુફિરલહુ

ભુતપુર્વ શૈખુલ હદીષ: જામિઅહ હુસૈનીયહ રાંદેર, સુરત (ગુજરાત)

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

(નવા વિદ્યાર્થીઓ માટે)

# મુઈનુલ અકાઈદ

## (પહેલો ભાગ)

અમે અલ્લાહ તઆલાના વખાણો કરીએ છીએ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના ઉપર દુરૂદ શરીફ મોકલીએ છીએ.

## અકાઈદે નસફીનો અનુવાદ

(૧) માત્ર એકજ અને ખરો મા'બૂદ—અલ્લાહ પાક જ આપણો અને સર્વે સૃષ્ટિનો સર્જનહાર છે.

(૨) તે જ અલ્લાહમાં પરિપૂર્ણતા અને પ્રતિષ્ઠાના દરેક ગુણો છે.

(૩) તે જ અલ્લાહ દરેક ખોડ અને ઉણપથી પવિત્ર છે.

(૪) કુર્આન શરીફ તે જ અલ્લાહની પુરાતન અને શાશ્વત વાણી છે.

(૫) આ સર્વે સૃષ્ટિ તે જ અલ્લાહે પોતાના હેઠળ સર્જન કરી છે.

(૬) દરેક વ્યકિતઓના દરેક કાર્યોનો સર્જનહાર માત્ર અલ્લાહ છે; વ્યકિતઓ માત્ર કાર્ય કરનાર છે.

(૭) અલ્લાહ પોતાના બંદા—વ્યકિતઓના સદકાર્યોથી પ્રસન્ન થાય છે અને કુકર્મોથી નારાજ થાય છે.

(૮) અલ્લાહ કોઈને તેની શકિતથી વધુ કરવાનો આદેશ આપતો નથી.

(૯) દરેકના મૃત્યુનો સમય નિર્ધારિત છે.

(૧૦) કતલ થનાર વ્યકિત પણ પોતાના નિર્ધારિત સમયે જ મૃત્યુ પામે છે.

(૧૧) હરામ (કુર્આન દ્વારા નિષિધ્ધ કરેલ) પણ રોજી છે.

(૧૨) દરેક પોતાની રોજી ખાય છે.

(૧૩) કોઈ અન્યની રોજી ખાય શકતું જ નથી.

(૧૪) સત્યમાર્ગ અને પથભ્રષ્ટ વાસ્તવિકમાં અલ્લાહની ઈચ્છાને આધારિત છે.

(૧૫) બંદા(વ્યકિતઓ) માટે જે પણ લાભદાયક કાર્ય હોય તેને જ અસ્તિત્વ આપવું અલ્લાહ માટે જરૂરી નથી.

(૧૬) કયામતના દિવસે સારા લોકો અલ્લાહનો દીદાર (દર્શન) કરશે.

(૧૭) નઠારા લોકો માટે કબરનો અઝાબ નક્કી છે.
(૧૮) કબરમાં મુનકર અને નકીરનો સવાલ નિશ્ચિત છે.
(૧૯) પૃત્થાન (મર્યા પછી ફરીવાર જીવંત થવું) નિશ્ચિત છે.
(૨૦) કયામતના દિવસે અમલોનું વઝન કરવું નિશ્ચિત છે.
(૨૧) કયામતના દિવસે હિસાબ–કિતાબ અને પુછપરછ થવી અને દરેકને પોતાના આ'માલનામા (કર્મપોથી) મળવી નિશ્ચિત છે.
(૨૨) કયામતના દિવસે હઝરત મુહમ્મદ (પયગમ્બર સાહેબ)ની હોઝે કવષર (કવષર નામી હોઝ) નિશ્ચિત છે.
(૨૩) દોઝખ (નર્ક)ના ઉપર પુલસિરાત અને તેના ઉપરથી દરેકને પસાર થવાનો આદેશ આપવો નિશ્ચિત છે.
(૨૪) સ્વર્ગ અને નર્ક નિશ્ચિત છે.
(૨૫) સ્વર્ગ અને નર્ક અત્યારે અસ્તિત્વમાં છે અને હંમેશા તેનું અસ્તિત્વ રહેશે.
(૨૬) સ્વર્ગવાસીઓ અને નર્કવાસીઓ કદાપી મરશે નહિ.
(૨૭) કોઈપણ વ્યકિત માત્ર ગુનાહે કબીરા (ઈસ્લામી શરીયતે જે ગુનાહોને મહાન ગુનોહ ઠેરવેલ હોય તે) કરવાથી ઈમાનના વર્તુળથી નીકળતો નથી.
(૨૮) કોઈપણ વ્યકિત માત્ર ગુનાહે કબીરા કરવાથી કુફ્ર(નાસ્તિકતા)માં પ્રવેશતો નથી.
(૨૯) અલ્લાહ શિર્ક (તેની સાથે ભાગીદાર ઠેરવવા)ને માફ કરતો નથી.
(૩૦) જો અલ્લાહ ઈચ્છશે તો શિર્ક સિવાયના દરેક નાના–મોટા ગુનાહોને મા'ફ કરી આપશે.
(૩૧) જો અલ્લાહ ચાહશે તો ગુનાહે સગીરા (નાના ગુનાહ) કરનારને શિક્ષા આપશે.
(૩૨) જો અલ્લાહ ઈચ્છે તો મહાન ગુનાહોના અપરાધિઓને પણ પ્રશ્વાતાપ વિના માફ કરી આપશે.
(૩૩) મહાન ગુનાહ બલ્કે કોઈપણ ગુનાહને હલાલ જાણવો કુફ્ર (નાસ્તિકતા) છે; જે કદાપી માફ કરવામાં નહિં આવે.
(૩૪) મહાન ગુનાહ કરનાર મુસલમાન પણ શફાઅત (સિફારિશ)ની ઉમ્મીદ રાખી શકે છે.

(૩૫) કાયમની સઝા અને કાયમ નર્કમાં રહેનાર માત્ર નાસ્તિકો અને અલ્લાહ સાથે ભાગીદાર જાણનાર (માટે) છે.

(૩૬) મુસલમાન માટે કાયમી સઝા (શિક્ષા) નથી, ભલે ગમે તેટલો મહાન ગુનેહગાર હોય કે પછી પ્રશ્વાતાપ વિના મર્યો હોય !

(૩૭) મુસલમાન ગુનેહગારોને અલ્લાહ જેટલો ઈચ્છશે તેટલો અઝાબ (સઝા) આપીને જન્નતમાં લઈ જશે.

(૩૮) નેક કાર્યો ઈમાનની વાસ્તવિકતાના ભાગો નથી બલ્કે સંપુર્ણ ઈમાનના પરિણામો અને અવશેષો છે.

(૩૯) દીન (મઝહબ)ના ફરજોને દિલના યકીન અને મોઢેથી એકરાર કરવાનુ નામ ઈમાન છે.

(૪૦) નેક કાર્યોમાં વધારો ઘટાડો થવાથી ઈમાનની વાસ્તવિકતામાં વધારો ઘટાડો થતો નથી.

(૪૧) ઈમાન અને ઈસ્લામ એક જ વસ્તુનુ નામ છે.

(૪૨) દરેક મુસલમાન વિના શંકે કહે કે હું મોમિન છું, એમ ના કહે કે ઈન્શાઅલ્લાહ (જો અલ્લાહ ઈચ્છે તો) હું મોમિન છું.

(૪૩) માનવીના બાહ્ય દેખાવમાં તેની નેકી અને બદી (સદકાર્ય અને નઠારા કાર્ય)માં ફેરફાર અને તફાવત થઈ શકે છે, પરંતુ તકદીરમાં જે ઈન્સાનને નેક અથવા બદ લખી દેવામાં આવ્યો છે તેમા તબ્દીલી શકય નથી.

(૪૪) નબીઓને મોકલવામાં અલ્લાહની મહાન કૃપા અને હિકમત સમાયેલ છે.

(૪૫) અલ્લાહ ઘણાં નબીઓને ચમત્કારિક બાબતો અને સ્પષ્ટ દલીલો આપીને સૃષ્ટિના માર્ગદર્શન માટે મોકલી ચુકયો છે.

(૪૬) નબીઓની ચોકકસ સંખ્યા અને ગણત્રીની ખબર નથી.

(૪૭) નબીઓમાં સર્વપ્રથમ માનનિય હઝરત આદમ (અલયહિસ્સલામ) ને અને સૌથી અંતિમ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને મોકલવામાં આવ્યા.

(૪૮) સર્વે નબીઓ સર્વ પ્રકારના સદગુણો ધરાવતા હતા અને દરેક પ્રકારના ગુનાહો અને ખોડ (ઐબ)થી પવિત્ર હતા.

(૪૯) નબીઓમાહેના દરેક નબી પોત પોતાની તબ્લીગ (પ્રચાર)ની જવાબદારી બજાવી ચુકયા છે.

(૫૦) સર્વ નબીઓમાં સર્વશ્રેષ્ઠ આપણાં નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) છે.

(૫૧) ફરિશ્તાઓ નૂર (પ્રકાશ)થી સર્જન કરવામાં આવેલ માસૂમ (નિર્દોષ) તાબેદારી કરનાર બંદાઓ છે.

(૫૨) અલ્લાહે પોતાની ઘણી કિતાબો નબીઓ ઉપર ઉતારેલ છે.

(૫૩) જાગૃત સ્થિતીમાં (સ—દેહ) હઝરત મુહમ્મદ પયગંબર સાહેબની મેઅ્રાજ નિશ્ચિત છે.

**નોટઃ–** મુસલમાનોની માન્યતા છે કે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આકાશની યાત્રાએ ગયા હતા એ સમગ્ર પ્રકિયાને ''મેઅરાજ'' કહેવામાં આવે છે.

(૫૪) અમે ઔલિયાઓનાં ચમત્કારોને પણ નિશ્ચિત (સત્ય) માનીએ છીએ.

(૫૫) કરામત(ઔલિયાઓના ચમત્કાર)ને પુરવાર કરવા માટે ઘણી દલીલો અને દાખલાઓ છે.

(૫૬) ''વલી''નો ચમત્કાર વાસ્તવિકમાં તે નબીનો ચમત્કાર (મોજીઝા) હોય છે જે નબીનો તે ''વલી'' ઉમ્મતી છે.

(૫૭) સંપૂર્ણ પરહેઝગારી વિના કોઈ વલી બની શકતો નથી.

(૫૮) ''વલી'' માટે સર્વપ્રથમ શર્ત એ છે કે પોતે સાચા નબીનો ઉમ્મતી હોવાનો ઈકરાર કરતો હોય.

(૫૯) નબીઓ પછી સર્વશ્રેષ્ઠ હઝરત અબૂબક્ર (રદિ.), પછી હઝરત ઉમર (રદિ.), પછી હઝરત ઉષમાન (રદિ.), અને પછી હઝરત અલી (રદિ.) છે.

(૬૦) તેઓના શાસનકાળને પણ એજ ક્રમ મુજબ યોગ્ય માનીએ છીએ.

(૬૧) હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પછી ત્રીસ વરસ સુધી ધર્મનિષ્ઠ શાસનકાળ રહયો છે; પછી રાજાશાહી થઈ ગઈ.

(૬૨) મુસલમાનો માટે દરેક યુગમાં અમીર હોવો જરૂરી છે.

(૬૩) ઉત્તમ એ છે કે અમીર (ઈમામ) કુરૈશી હોય.

(૬૪) ઈમામ બાહ્ય રીતે મોજૂદ હોય તે જરૂરી છે; કારણ કે રવાફિઝ (શિયાપંથી)ના અદ્રષ્ય ઈમામના જેમ ઈમામનું હોવું કે ના હોવું બરાબર છે.

(૬૫) ઈમામના માટે માસૂમ હોવુ અથવા પોતાના યુગનો સર્વશ્રેષ્ઠ હોવું જરૂરી નથી.

(૬૬) ઈમામના માટે જરૂરી છે કે તે રૂઆબદાર હોય, દૂરંદેશ હોય, મુસલમાન હોય, અને શરીયતના હુકમોને અમલીકરણ કરાવવાની સંપુર્ણ શકિત ધરાવતો હોય.

(૬૭) માત્ર ગુનાહિત કાર્ય કરી લેવાથી ઈમામને પદવી (હોદ્દા) પરથી ઉતારી ના શકાય.

(૬૮) દરેક મુસલમાન પાછળ ભલે તે નેક હોય કે બદકાર હોય નમાઝ પઢવી જાઇઝ છે.

(૬૯) દરેક મુસલમાન મય્યિતની જનાઝાની નમાઝ પઢવી જરૂરી છે; ભલે તે મહાન ગુનેહગાર હોય !

(૭૦) અમે દરેક સહાબાને પ્રતિષ્ઠિત (સન્માનીય)ગણીને કોઈ પણ સહાબી વિષે બદગોઈ કરવાને જાઇઝ સમજતા નથી.

(૭૧) અમે અશરએ મુબશ્શરહને જન્નતી માનીએ છીએ.

**નોટઃ–** તે દસ સહાબા જેમને અલ્લાહના રસૂલે જન્નતી (સ્વર્ગવાસી) હોવાની ખુશખબર આપી હતી; "અબૂબક્ર, ઉમર, ઉષમાન, અલી, તલ્હા, ઝુબૈર, અબ્દુર્રહમાન બિન ઔફ, સાઅ્દ બિન વકકાસ, સઈદ બિન ઝૈદ, ઉબૈદહ બિન અલ જર્રાહ (રદિ.).

(૭૨) મુસાફરીની તથા રહેઠાણની બંને સ્થિતીમાં મોઝા ઉપર મસહ કરવાને જાઇઝ માનીયે છીએ.

(૭૩) ખજુરમાંથી બનાવવામાં આવતું પીણું જેને પીવાથી નશો ચઢતો ના હોય તેને હલાલ ગણીએ છીએ.

(૭૪) (અલ્લાહનો) "વલી" ગમે તેટલા ઉચ્ચ દરજા પર પહોંચેલ હોય પણ નબીના દરજજાને પહોંચી શકતો નથી.

(૭૫) કોઈ પણ વિદ્વવાન, પુખ્તવયનો, બાહોશ માણસ શરયતે ઠેરવેલ ઉજર (મજબુરી) વિના શરીઅતના આદેશોથી મુકત નથી.

(૭૬) કુર્આનની આયતો અને હદીષો વડે પુરવાર થયેલ આદેશોથી તે જ આદેશો માનનીય છે જેનું વર્ણન કુર્આન અને હદીષમાં સ્પષ્ટ અને સાફ શબ્દોમાં કરવામાં આવ્યું છે.

(૭૭) ફિરકએ બાતિનિય્યહના જેમ કુર્આન અને હદીષના સ્પષ્ટ શબ્દોનો નિર્ધારીત અર્થ છોડી અંદરનો અર્થ તથા ભાવાર્થ લેવો કુફ્ર (નાસ્તિકતા) છે.

(૭૮) કુર્આન અને હદીષની આદેશાત્મક લીપીઓને નકારવું કુફ્ર છે.

(૭૯) કોઈ પણ પ્રકારના ગુનાહને હલાલ સમજવો કુફ્ર છે.

(૮૦) શરયતના આદેશોનો ઠટ્ઠો (મશ્કરી) કરવો અને તુચ્છ ગણવા કુફ્ર છે.

(૮૧) અલ્લાહની રહમતથી નાઉમ્મીદ થવું કુફ્ર છે.

(૮૨) અલ્લાહના અઝાબ (શિક્ષા)થી નિડર થઈ જવું કુફ્ર છે.

(૮૩) ગેબ (અદ્રશ્ય)ની વાતો બતાવનારને સાચું માનવું કુફ્ર છે.

(૮૪) દુઆઓ કરવાથી અને સદકો , ખૈરાત કરવાથી મય્યિતની રૂહ (આત્મા)ને નફો (ફાયદો) થાય છે.

(૮૫) અલ્લાહ બંદાની દુઆઓને કબૂલ કરે છે, અને તેમની જરૂરતોને પુરી કરે છે.

(૮૬) કુર્આન અને સહીહ હદીષોમાં જે કયામતની નિશાનીઓ બતાવવામાં આવી છે તે નિશ્ચિત છે; જેમકે દજ્જાલનું નીકળવું, પૃથ્વીમાંથી જાનવરનું નીકળવું, પશ્ચિમ દિશામાંથી સુર્યોદય થવો, જગતમાં યાજૂજ–માજૂજના નીકળીને આંત્તક ફેલાવવો, દજ્જાલને કતલ કરવા માટે આકાશ પરથી હઝરત ઈસા (અલ.)નું ઉતરવું, એ સર્વે બાબતો પોતાના નકકી સમયે પ્રગટ થશે.

(૮૭) ઈજતિહાદ (કુર્આન, હદીષ, ઈજમાએ ઉમ્મત વડે કોઈ નવી બાબતનો હુકમ જાહેર) કરનારથી પણ ભુલ થઈ શકે છે.

(૮૮) મહત્વપૂર્ણ માનવી (પયગમ્બર) મહત્વપૂર્ણ ફરિશ્તા (સંદેશો લાવનારથી)થી શ્રેષ્ઠ છે.

(૮૯) સામાન્ય માનવી (નબીઓના સિવાય લોકો) સામાન્ય ફરિશ્તાઓ (જેઓ સંદેશો લાવનાર ના હોય તેમના)થી શ્રેષ્ઠ છે.

(૯૦) મહત્વપુર્ણ ફરિશ્તાઓ (સંદેશો લાવનાર) સામાન્ય માનવીઓ કરતાં શ્રેષ્ઠ છે.

# મુસલમાનોની સંક્ષિપ્ત વિશિષ્ઠ માન્યતાઓ

જગતનો દરેક મુસલમાન નિમ્ન સ્તર બાબતોનો જીભ વડે એકરાર અને દિલથી યકીન (શ્રધ્ધા) રાખે છે.

(૧) આ જગતમાં પહેલાં ન માનવી હતો કે ફરિશ્તા, અને આકાશ તથા પૃથ્વી પણ ન હતી, માત્ર એક જ વ્યકિત અલ્લાહ પોતાની સર્વસંપૂર્ણ વિશેષતાઓ સહિત મોજૂદ (અસ્તિત્વ) હતી.

(૨) પછી તે નિરંજન, નિરાકાર અલ્લાહે પોતાની ઈચ્છા અને ઈરાદા હેઠળ આકાશ અને પૃથ્વી તથા સર્વ સુષ્ટિનું સર્જન કર્યુ, અંતમાં આદમ અને એમની ઔલાદનું સર્જન કર્યુ.

(૩) આ સર્વસૃષ્ઠિનો સર્જક, આશ્રયદાતા અને સર્વઅધિકાર ધરાવનાર માત્ર તે જ અલ્લાહ છે, તે જેનું જેવું ઈચ્છે છે તેનું સર્જન કરે છે, અને જેને જયારે અને જેવી રીતે ઈચ્છે છે નષ્ટ કરી દે છે; તેની અંજાણમાં અને ઈરાદા વિના કોઈ રજકણ સમાન વસ્તુ પણ અસ્તિત્વમાં આવી શકતી નથી કે હરકત કરી શકતી નથી; સર્વસૃષ્ટિ તેના સામે લાચાર, નિર્બળ અને અશકત છે; અને દરેક પળે તેની મોહતાજ છે.

(૪) તેણે માનવીને પોતાની બંદગી (પ્રાર્થના) અને તા'બેદારી કરવા અને સૃષ્ટિમાં ઈન્સાફ કરવા સર્જન કર્યો, અને આ ફરજની સરળતાના સાથે બજામણી માટે માનવીને પૃથ્વીની સત્તા અને અન્ય સૃષ્ટિ ઉપર પ્રાધાન્ય આપ્યું.

(૫) મનુષ્ય જયારે મૃત્યુ પામે છે ત્યારે તેનું માટીમાંથી ઉત્પન્ન થયેલું શરીર તો નષ્ટ થઈ જાય છે, પરંતુ તેનો આત્મા અદ્રશ્ય સ્વરૂપે જાણી ન શકાય એવી સ્થિતીમાં જીવંત રહે છે, જે પોતાના જીવનના સદકાર્યોનો બદલો અને કુકર્મોની સઝા ભોગવે છે.

(૬) ટુંક સમયમાં એક એવો વખત આવશે કે પૃથ્વી ઉપર માનવીઓની અવર જવર બંધ થઈ જશે, અને સૃષ્ટિની સર્વે વ્યવસ્થા અસ્ત વ્યસ્ત થઈ નષ્ટ થઈ જશે, આ સૃષ્ટિના નષ્ટ થયા પછી એક નવી અમર સૃષ્ટિમાં માનવીને ફરીવાર અમર જીવન આપી જીવંત કરવામાં આવશે; તે દિવસને 'કયામત', 'આખિરત' અને 'બદલા'નો દિવસ

કહેવામાં આવે છે; તે દિવસ ઘણો જ ભયાનક દિવસ હશે, તેની કષ્ટાઓ અને કઠણ પરિસ્થિતીને આપણે અત્યારે સમજી પણ શકતા નથી, તે દિવસની મુશ્કેલીઓથી બચીને રાહત, ચૈન સુકૂનનું અમર જીવન ત્યાં માત્ર તે લોકોને પ્રાપ્ત થશે જે આ દુનિયાના જીવનમાં સર્જનહારની તાબેદારી કરી ચુકયા હશે, અને જેઓ આ જીવનમાં પોતાનું જીવન અલ્લાહની નાફરમાનીમાં પસાર કર્યુ હશે તેઓને તે દિવસે સખત સઝા અને શિક્ષા (અઝાબ)માં ધકેલી દેવામાં આવશે.

(૭) ઉપરોકત સર્વે બાબતો માનવબુધ્ધિની બહારની વાતો હોય એટલે દયાળુ સર્જનહારે હઝરત આદમ (અલ.) અને તેઓ પછી તેમની ઔલાદમાંથી પવિત્ર ગુણોવાળા અને નેક માનવીઓને નબી બનાવીને મોકલ્યા; અને એ પયગમ્બરો ઉપર પોતાના નિકટના ફરિશ્તા (દૂત) હઝરત જિબ્રઈલ (અલ.) મારફતે કિતાબો (પુસ્તકો) ઉતાર્યા. તે પુસ્તકોમાં અલ્લાહનું તે માર્ગદર્શન પર્યાપ્ત (મૌજૂદ) છે જેની માનવી જીવનમાં દરેક વિભાગોમાં જરૂરત પડે છે.

તે આકાશિય માર્ગદર્શનો અને ઈલાહી કાનૂનનું વિવરણ અને સ્પષ્ટિકરણ દરેક યુગના નબીઓએ અન્ય સામાન્ય માનવજાત સમક્ષ પોતાના કથન અને પોતાના કાર્ય વડે કરી બતાવ્યું, એ અમલી અને કથની વિવરણ કરવાને હદીષ કહેવામાં આવે છે ; એ જ આકાશીય પુસ્તકો અને નબીની હદીષો મુસલમાનોના જીવનના દરેક વિભાગને માર્ગદર્શન પુરૂ પાડે છે અને મુસલમાનો તે માર્ગદર્શનની તાબેદારી કરવાને પોતાનો મઝહબ (ધર્મ) પોતાનો દીન, પોતાનું કર્તવ્ય અને આખિરત (મરવા પછી આવનાર જીવન)માં નજાત અને છુટકારાનું સાધન માને છે.






(બીજા દરજાના વિદ્યાર્થીઓ માટે)

# મુઈનુલ અકાઈદ

## (ભાગ –૨)

## પ્રસ્તાવના

આ અકીદા (માન્યતા)ના વિષયોનો આરંભ કરતાં પહેલાં તેની વ્યાખ્યા, વિષય, અને હેતુ જેવી પ્રારંભિક બાબતો પ્રસ્તાવનારૂપે લખવામાં આવે છે, તેનાથી માહિતાગાર થયા પછી આ વિષય વસ્તુને સમજવામાં સરળતા થઈ જશે.

**વ્યાખ્યા :–** અકાઈદ (માન્યતા)નું શાસ્ત્ર તે શાસ્ત્ર છે જેમાં એહલે સુન્નત વલ જમા'તની માન્યતા મુજબ સર્જનહારની વ્યકિત અને તેની વિશેષ્તાઓ અને સૃષ્ટિના સર્જન અને નષ્ટ થવાની બાબતોની ચર્ચા કરવામાં આવે છે.

**વિષય :–** સર્જનહારની વ્યકિત અને વિશેષતાઓ અને સૃષ્ટિના સર્જન તથા આરંભ અને અંત વિષે એહલે સુન્નત વલ જમા'તની માન્યતાઓ.

**હેતુ :–** આ શાસ્ત્રનો ફાયદો અને હેતુ એ છે કે માનવી પોતાના આરંભ અને અંત અને પોતાના સર્જનહારની વ્યકિત અને તેની વિશેષતાઓ વિષે પોતાની માન્યતાઓ યોગ્ય કરીને દુનિયા અને આખિરત (આલોક અને પરલોક)ની સઆદત (ભાગ્ય) પ્રાપ્ત કરી લે.

**નામ રાખવાનું કારણ :–** આ શાસ્ત્રમાં અકીદાઓ (માન્યતાઓ) અને દ્રષ્ટિકોણનું વર્ણન કરવામાં આવે છે એટલે તેને ઈલ્મે અકાઈદ (માન્યતા શાસ્ત્ર) કહે છે. અને અલ્લાહની વ્યકિત અને વિશેષતાઓની એકેશ્વરવાદની ચર્ચા કરવામાં આવે છે એટલે એ શાસ્ત્રને ઈલ્મે તૌહીદ અને સિફાત પણ કહે છે. અને આ શાસ્ત્રમાં અલ્લાહની વાણી વિષે ચર્ચા કરવામાં આવે છે અને અલ્લાહની વાણીનો વિષય મહાન ચર્ચા અને મહાન મતભેદનો વિષય છે જેથી તેને ઈલ્મે કલામ– વાણી વિદ્યા પણ કહે છે.

**પદ અને પ્રતિષ્ઠા:–** ધાર્મિક શાસ્ત્રોમાં આ શાસ્ત્રનો રૂતબો અને દરજજો સર્વશ્રેષ્ઠ છે; કારણ કે સર્વ ધાર્મિક બાબતોનો આધાર સાચી

માન્યતાઓ ઉપર છે; માનવી ભલેને જીવનભર નેકીઓ કરતો રહે પરંતુ જયારે એની માન્યતામાં કાંઈ ખામી આવી જાય તો તેની સર્વ નેકીઓ વ્યર્થ થઈ જશે, અને જો માન્યતા સાચી હોય તો અલ્લાહના કાયમી અઝાબ (શિક્ષા)થી છુટકારો મળી જશે; કુર્આનિય માર્ગદર્શનમાં પણ ઈમાન અને માન્યતાની શ્રેષ્ઠતા અને મહત્વતા બાબતે વધુ પ્રમાણમાં ઈશારાઓ અને વિવરણ કરવામાં આવેલ છે, અને જયાં સદકાર્યોનું વર્ણન કરવામાં આવ્યું છે તેના આરંભમાં ઈમાનનું વર્ણન અનિવાર્ય રીતે કરવામાં આવ્યું છે.

**કારણ અને અનિવાર્યતા :–** હઝરત ઈમામ હસન બસરી (રહ.)ની બેઠકમાં વાસિલ બિન અતા નામી માણસે એક સમયે એ માન્યતા જાહેર કરી કે "ગુનાહે કબીરહ મહાન ગુનોહ કરનાર ન મો'મિન રહે છે ન કાફિર (નાસ્તિક) થાય છે". જે સાંભળી હઝરત ઈમામ હસન બસરી (રહ.)એ ફરમાવ્યું "એઅ્તઝલ અન્ના" અર્થાત એ માણસ આપણી જમા'ત (જુથ)થી અલગ થઈ ગયો; તે પછી તેણે પોતાનું અલગ જુથ બનાવ્યુ જે માઅ્તઝિલહપંથના નામે પ્રખ્યાત થઈ; અને આગળ જતાં તેમા પણ અનેક શાખાઓ થઈ ગઈ; એ પંથમાં અબૂઅલી જુબાઈ અને પાછળ આવનાર લોકોમાં કાઝી અબ્દુલ જબ્બાર જેવી વ્યકિતઓ પ્રખ્યાત થઈ; તેઓના વિપરિત શૈખ અબુલહસન અશઅરી (રહ.) અને શૈખ અબૂમન્સૂર માતુરીદી (રહ.) જેવી મહાન વિભુતીઓએ સત્ય માન્યતાઓની લેખિત અને મૌખિક મહામૂલ્ય સેવા બજાવી; જેના કારણે એ બંને વ્યકિતઓ એહલે સુન્નત વલ જમા'તની માન્યતાઓમાં ઈમામ માનવામાં આવ્યા, અમુક ન જેવા વિરૂધાભાષ સિવાય અન્ય સર્વે માન્યતાઓમાં બંને સંમત છે; વિરૂધાભાષ માન્યતાઓમાં હનફીપંથી લોકો માતુરિદી માન્યતાનું અનુકરણ કરે છે અને અન્ય શાફિઈ, માલિકી, હમ્બલી પંથીઓ અશઅરી માન્યતાનું અનુકરણ કરે છે; જેથી હનફીયોને માતુરિદિય્યહ એહલે સુન્નત વલ જમાઅત અને શાફિઓને અશ્અરી એહલે સુન્નત વલ જમાઅત કહેવામાં આવે છે.

## ઈમાન અને ઈસ્લામ વિષે માન્યતાઓ

અરબી શબ્દકોશમાં "ઈમાન"નો અર્થ "દિલથી માનવા"નો થાય છે.

**ઈમાન :–** શરીઅતની પરિભાષામાં અલ્લાહ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)ના તે હુકમોને દિલથી માનવા તથા જીભ વડે એકરાર કરવાનું નામ ઈમાન છે જે હુકમો નિષ્ચિત રીતે આપણાં સુધી પહોંચ્યા છે.

**ઈસ્લામ :–**ઈસ્લામનો શાબ્દિક અર્થ કોઈ હુકમના સામે શરણાગતી ઈખ્તિયાર કરવાનો, તા'બેદારી જાહેર કરવાનો, માનવાનો થાય છે; અને જીભ વડે એકરાર કરવાનો અને અમલી રીતે અનુકરણ જાહેર કરવાનો થાય છે.

**માન્યતા (૧):–**ઈમાન અને ઈસ્લામ વ્યકિતગત રીતે એક જ વસ્તુનું નામ છે.

**સ્પષ્ટિકરણ :–**બાહ્ય સ્વરૂપે જોતાં ઈમાન અને ઈસ્લામમાં એ તફાવત જણાય છે કે બાહ્ય રીતે માનવા અને તા'બેદારી કરવાને ઈસ્લામ અને દિલથી માનવાને ઈમાન કહે છે. પરંતુ શરીઅતની પરિભાષામાં વ્યકિતગત રીતે બંને એક જ વસ્તુનું નામ છે; એટલે શરીઅતની દ્રષ્ટિએ જેને મુસલમાન કહી શકીઅ. છીએ તેને મો'મિન પણ કહી શકીએ છીએ; અને જેને મો'મિન નથી કહી શકતા તેને મુસલમાન પણ નથી કહી શકતા; સારાંશ કે જે માણસ દીનની સર્વત્ર જરૂરી બાબતોને દિલથી માનતો હોય અને જીભ વડે એકરાર કરતો હોય તેને મો'મિન પણ કહી શકીએ છીએ અને મુસલમાન પણ કહી શકીએ છીએ; વળી જો તે શરીઅતના આદેશોનુ અમલીકરણ પણ કરતો હોય તો તેને સંપુર્ણ મો'મિન અને સંપુર્ણ મુસલમાન કહીશું; નહિ તો ગુનેહગાર મો'મિન અને ગુનેહગાર મુસ્લિમ કહીશું.

**માન્યતા (૨):–**ધાર્મિક જ્ઞાન ન ધરાવતા સામાન્ય લોકો અને પ્રજાનુ ઈમાન પણ સંપુર્ણ ઈમાન છે.

**સ્પષ્ટિકરણ:–** કોઈ વ્યકિતને મુસલમાન ગણવા માટે માત્ર એટલું અનિવાર્ય છે કે તે કલિમએ તય્યિબહના વિષય (તૌહિદ–અલ્લાહને એક માનવું અને રિસાલત–હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અલ્લાહના રસૂલ માનવા)નો એકરાર કરતો હોય અને દિલથી માનવાને જાહેર કરતો હોય; પરંતુ તેના સાથે સાથે એક શરત એ છે કે તેના સામે શરીઅતના આદેશો ક્રમવાર , વિગત સાથે આવતા

જાય ત્યારે તેને સહર્ષ કબૂલ કરતો જાય અને તે પૈકી કોઈ પણ આદેશ અને હુકમ વિષે શક અને શંકા જાહેર અને વ્યકત ન કરે.

**માન્યતા (૩) :–** માત્ર અલ્લાહ વિષેના વ્યવસ્થિત જ્ઞાનનું નામ ઈમાન નથી, દિલથી માનવાનું નામ ઈમાન છે.

**સ્પષ્ટિકરણ :–** માત્ર અલ્લાહ અને રસૂલને જાણી લેવાથી કે એ વિષેના વ્યવસ્થિત જ્ઞાન મેળવી લેવાથી કોઈને મો'મિન ન કહી શકાય, કારણ કે એવી જાણકારી તો કાફિરો (નાસ્તિકો)ને પણ હોય છે; બલ્કે શરીઅતની રૂએ તે ઈમાન માનનીય અને ભરોષાપાત્ર છે કે જેમાં અલ્લાહ અને રસૂલ તથા દીન (ઈસ્લામ ધર્મ)ની અનિવાર્ય બાબતો વિષે દિલમાં યકીનના સાથે આત્મિક સંબધ અને મહોબ્બત ઉત્પન્ન થઈ જાય, જેના કારણે બાહ્ય રીતે અને અંતઃકરણથી પોતાની વ્યકિતને ઈસ્લામી સમાજના એક સભ્ય તરીકે ગણના કરે અને તેને જ આખિરતમાં પોતાના છુટકારાનું સાધન સમઝે, અને ઈસ્લામી શરીઅત વિરૂધ્ધ કરવાને અતિદુષ્ટ ગુનોહ અને ઈસ્લામી શરીઅતના આદેશોને નકારવાને મૌત (મૃત્યુ) થી વધુ દુષ્ટ સમઝવા લાગે.

**માન્યતા (૪):–** ઈમાનની વાસ્તવિકતામાં વધારો, ઘટાડો થતો નથી.

**સ્પષ્ટિકરણ :–** માત્ર અલ્લાહ અને રસૂલ તથા દીનની અનિવાર્ય બાબતો ઉપર દિલથી યકીન અને જીભ વડે એકરાર કરવાનું નામ ઈમાન છે. માનવીના અમલોને ઈમાનની વાસ્તવિકતા સાથે કોઈ સંબધ નથી એટલે જ કોઈના અમલોના વધારા–ઘટાડાના કારણે ઈમાનની વાસ્તવિકતામાં વધારો–ઘટાડો થતો નથી, અને એ દ્રષ્ટિએ ઈમાનની વાસ્તવિકતાની રૂએ સૌ મુસલમાનો સમાન છે; અલબત્ત પ્રબળ અને કમઝોર (નબળું) હોવાની દ્રષ્ટિએ અથવા શાંતમયના દરજજાઓ અને સંપુર્ણ હોવાની રૂએ અથવા વિગતવાર અને સંક્ષિપ્ત હોવાની રૂએ ઈમાનમાં તફાવત અથવા વધારો–ઘટાડો થઈ શકે છે; જેથી નબીઓના ઈમાન અને મહાન અવલિયાના ઈમાન તથા સામાન્ય મુસલમાનોના ઈમાનમાં જે તફાવત અનુભવામાં આવે છે તે આજ પ્રકારનો તફાવત છે.

**માન્યતા (૫):–** અમે અલ્લાહ અને તેની દરેક સિફતો ઉપર ઈમાન ધરાવીએ છીએ.

**સ્પષ્ટિકરણ :**—આ સૃષ્ટિમાં માત્ર એક જ અલ્લાહની પવિત્ર ઝાત બંદગીના પાત્ર છે જેણે શુન્યમાંથી સૃષ્ટિનું સર્જન કર્યુ, તે જ સૌને રોઝી આપે છે, અને તે જ દરેકની જરૂરતોને પુરી કરે છે, તે પોતાના વ્યકિતત્વ અને વિશેષતાઓ સાથે કદીમ (પુરાતન) અને દરેક વિશેષતાઓ પરિપુર્ણતા સાથે ધરાવનાર અને દરેક ખામીઓથી પવિત્ર છે, પોતાની વ્યકિત અને વિશેષતાઓમાં તે કોઈના જેવો નથી અને કોઈ તેના સમાન નથી, દુનિયાની દરેક વસ્તુ તેની મોહતાજ છે અને તે દરેકથી બેફિકર છે, તે પોતાના બંદાઓની બંદગીથી પ્રસન્ન અને નાફરમાની થી નારાજ થાય છે, તે કયામતના દિવસે તાબેદારી કરનાર બંદાઓને ઈનામો દ્વારા પુરસ્કૃત કરશે અને નાફરમાનોને શિક્ષા આપશે.

**માન્યતા (૬) :**—સૃષ્ટિની હાલતોના તફાવતના કારણે ઈલ્મે ઈલાહીમાં તફાવત આવતો નથી.

**સ્પષ્ટિકરણ:**— માનવી અને સૃષ્ટિના દરેક જીવને પોતાના જીવનમાં વિવિધ સ્થિતીઓમાંથી પસાર થવું પડે છે અને તે સર્વે અલ્લાહની મનેચ્છા અને ભાવનાથી થાય છે, પરંતુ એ સ્થિતીના પરિવર્તનથી અલ્લાહના ઈલ્મમાં કોઈ પણ પ્રકારનું પરિવર્તન સર્જાતુ નથી, કારણકે આરંભકાળથી તે દરેક સૃષ્ટિની હાલત અને તેના પરિવર્તનને જાણી ચુકયો છે એટલે જ સૃષ્ટિના પરિવર્તનના કારણે ઈલ્મે ઈલાહીમાં કોઈ પણ પ્રકારનું પરિવર્તન ઉતપન્ન થતું નથી.

**માન્યતા (૭):**— તા'બેદારી કરવાના બંધનની પ્રતિજ્ઞા ઉપર ઈમાન ધરાવીએ છીએ.

**સ્પષ્ટિકરણ :**—અલ્લાહે આપણ માનવજાતને આ અસ્તિત્વ અગાઉ એક ખાસ પ્રકારના અસ્તિત્વમાં સર્જન કર્યુ હતું અને અકલ (બુધ્ધિ) અને વાચા આપીને પોતાના મા'બૂદ અને પોતાના રબ્બ (પાલનહાર) હોવાનો એકરાર આપણાંથી લીધો હતો તે એકરાર અને પ્રતિજ્ઞાને "અહદે મીષાક" અને તે દિવસને "યૌમે મીષાક" (પ્રતિજ્ઞા દિન) કહેવામાં આવે છે અને દરેક માણસને તે પ્રતિજ્ઞા પાળવાનો આદેશ આપવામાં આવ્યો છે અને તે બંધન તોડનારને પુછપરછ કરવામાં આવશે; જો કે એકરાર અને બંધનને ભુલી જવું એ કોઈ ઉચિત બહાનુ

નથી, પરંતુ અલ્લાહે દરેક યુગમાં નબીઓ વડે તે બંધનને યાદ અપાવ્યો છે જેથી તે બંધનથી અંજાણ હોવાનુ બહાનુ ન દુનિયામાં માન્ય રહેશે કે ન આખિરતમાં.

**માન્યતા (૮):**–શરીઅતની રૂએ ઈન્સાનની દીની હાલતની કેફિયત બદલાતી રહે છે.

**સ્પષ્ટિકરણ:**– માનવીના આ દુનિયામાં આગમનના સાથે જ "અહદે મીષાક"ના કારણે પ્રાકૃતિક દીન (ઈસ્લામ ધર્મ)નો તાબેદાર ગણવામાં આવે છે; જનમની પ્રાથમિક ઘડીથી લઈ પુખ્તવયનો થયા પછી (જો પોતાની જાતિય બુધ્ધિ વડે કોઈ ધર્મ અંગીકરણ ન કરે તો) દુન્યવી દ્રષ્ટિએ મા–બાપના દીનનો તાબે સમજવામાં આવે છે; બુધ્ધિશાળી અને પુખ્તવયનો થયા પછી તે પોતેજ ઈલાહી આદેશોનો પાબંદ થઈ જાય છે. એટલે દીન અને દુનિયામાં તેના પોતાના ઈમાન અને કુફ્રનો એઅ્તેબાર કરવામાં આવે છે.

**માન્યતા (૯):**–એક વખતે ઈમાન લાવ્યા પછી ઈમાન લાવનાર સદાના માટે મો'મિન જ રહે છે.

**સ્પષ્ટિકરણ :**– માનવી જયારે એક વખતે ઈમાન સ્વીકારી લે છે તો પછી જયાં સુધી તેનાથી ઈમાનના વિરૂધ્ધ કોઈ બાબત ઉત્પન્ન ન થાય ત્યાં સુધી સુતાં, જાગતાં, ગફલતની હાલત, હોશિયારી દરેક હાલતમાં તેની સાથે ઈમાનનો એઅ્તિબાર કરવામાં આવે છે.

**માન્યતા (૧૦):**–દુનિયામાં દરેક બાબત અને દરેક કામ તકદીર મુજબ થાય છે.

**સ્પષ્ટિકરણ :**–આ જગતના અસ્તિત્વ કાળથી લઈને તેના નષ્ટ થતાં સુધી દરેક વસ્તુ જે પરિસ્થિતી અને હાલતથી પસાર થાય છે અને જે પરિસ્થિતી અને હાલતમાં નષ્ટ થાય છે તે સર્વત્ર અલ્લાહના ઈલ્મે અઝલી અને તકદીર મુજબ જ થાય છે; અને અલ્લાહે દરેક વસ્તુને તે પરિસ્થિતીઓ અને હાલતો સાથે અઝલમાં જ જાણી લઈ તે દરેક પરિસ્થિતીઓ અને પરિવર્તનોને લૌહે મહફૂઝમાં લખી લીધું; જે મુજબ આ વસ્તુ અસ્તિત્વમાં આવે છે અને નષ્ટ થાય છે; અઝલમાં આ બધી બાબતોને નકકી કરી લેવાને તકદીર કહે છે એ જ તકદીર ઉપર

આપણું ઈમાન છે.

**માન્યતા (૧૧):**–તકદીરમાં બળજબરી કાર્યો નહીં બલ્કે માનવીના ઈખ્તિયારના કાર્યો લખવામાં આવ્યા છે.

**સ્પસ્ટિકરણ:**– તકદીરમાં એ લખવામાં નથી આવ્યું કે દાખલા તરીકે ઝૈદે મો'મિન બનીને, બકરે કાફિર બનીને જનમ લેવો જોઈએ, બલ્કે એ લખવામાં આવ્યું છે કે ઝૈદના જનમ પછી પોતાના ઈખ્તિયાર અને ખુશીથી ઈમાન અને સદકાર્યોના માર્ગે ચાલવા લાગશે અને બકર પોતાની ખુશીથી કુફ્રના માર્ગે ચાલશે; એટલે કે તેમાંથી દરેક ઈમાન અને કુફ્ર ગ્રહણ કરવાની શકિત ધરાવનાર એક બા ઈખ્તિયાર મનુષ્ય હોવાની રૂએ જનમ લેશે, પરંતુ જનમ થયા પછી ઝૈદ પોતાની શકિત અને ઈખ્તિયારને ઈમાન અને નેકીના કાર્યો કબૂલ કરવામાં વાપરશે અને બકર પોતાની શકિત અને ઈખ્તિયારને કુફ્ર અને બદીના કાર્યો કબૂલ કરવામાં વાપરશે એ જ કારણે તે બદલો અને શિક્ષાને પાત્ર થશે.

**માન્યતા (૧૨) :**– અલ્લાહ પોતાના બંદાઓની બંદગીથી ખુશ અને નાફરમાનીઓથી નારાજ થાય છે.

**સ્પષ્ટિકરણ :**–અલ્લાહે પોતાના બંદાઓને નેકી અને બદી કરવાના બંને ઈખ્તિયાર અર્પણ કર્યા છે, પરંતુ તે છતાં તેણે નબીઓ મા'રફતે એવા આદેશો મોકલ્યા છે કે જેમાં પોતાના બંદાઓને જાણ કરી કે હું તમારી તા'બેદારીથી ખુશ થાઉ છું અને નાફરમાની થી નારાજ થાવું છું.

**માન્યતા (૧૩):**–માનવીય કાર્યોનો સર્જનહાર અલ્લાહ છે, અને માનવી માત્ર કાર્યો કરનાર છે.

**સ્પષ્ટિકરણ:**– માનવીને બાહ્ય રીતે જોતાં ભલેને તેને કાર્યો કરવાની તાકત (શકિત) અને ઈખ્તિયાર પ્રાપ્ત છે; પરંતુ તે છતાં માનવી એક રજકણનું સર્જન કરી શકતો નથી તેના સર્વે કાર્યોનો સર્જક અલ્લાહ છે અને માનવી માત્ર કાર્ય કરનાર જ છે અને તેના કરવા ઉપર શિક્ષા અને બદલાનો આધાર છે.

હવે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે અલ્લાહના કાર્ય (સર્જન) અને બંદાના કાર્ય કરવામાં આપણે કેવી રીતે તફાવત કરી શકીએ ? તો એના માટે પહેલાં એ વિચાર કરો કે જયારે આપણે કોઈ કામ કરવાનું

વિચારીએ છીએ ત્યારે તે કાર્ય પાર પાડવા માટે આપણે આપણી બુધ્ધિ અને મનન વડે તેના દરેક સબબો, માર્ગો શોધીએ છીએ; પછી તે અસ્બાબો વડે તે કાર્યને અસ્તિત્વમાં લાવવા માટે આપણી સંપુર્ણ બુધ્ધિ અને શકિત વાપરીયે છીએ તે પછી વધુ પડતું એમ બને છે કે તે કામ અસ્તિત્વમાં આવી જાય છે અને કયારેક અથાક પ્રયાસો અને પ્રયત્નો કરવા છતાં પણ તે કામ અસ્તિત્વમાં આવતું નથી; હવે એમ સમજો કે એ જ કાર્યોની પ્રાપ્તિ માટેના દરેક અસ્બાબ તૈયાર કરવા અને પછી તે અસ્બાબ વડે કાર્યને અસ્તિત્વમાં લાવવા માટે બુધ્ધિ અને શકિત ખર્ચ કરવાનું નામ કસ્બ છે જેને માનવી કરી શકે છે અને તે કસ્બ પછી તે કાર્યનું અસ્તિત્વમાં આવવું ખલ્ક કહેવાય છે, જે માત્ર અલ્લાહના ઈરાદા અને ઈચ્છાના તાબે છે, માનવી તે માટે અશકત અને લાચાર છે; ભાવાર્થ એ છે કે કામ કરવાનું નામ કસ્બ છે અને કામ થવાનું નામ ખલ્ક છે; જેથી માનવી કામ કરી શકે છે પરંતુ પરિણામ અસ્તિત્વમાં લાવી શકતો નથી

**માન્યતા (૧૪):**–શરીઅતની રૂએ ઈમાને મુકલ્લિદ (દલીલોને જાણ્યા વિનાનું ઈમાન) પણ ભરોષાપાત્ર ઈમાન છે.

**સ્પષ્ટિકરણ :**–દીનની દરેક જરૂરી બાબતો ઉપર દલીલો જાણ્યા વિના ઈમાન લાવવાને **''ઈમાને મુકલ્લિદ'** કહેવાય છે; જેમકે આજ કાલ સામાન્ય મુસલમાનોના ઈમાનની હાલતછે; તેવું ઈમાન અમુક અશઅરી આલિમો અને મોઅ્તઝિલા પંથીઓ મોઅ્તબર (ભરોષાપાત્ર) ગણતા નથી; પરંતુ એહલે સુન્નત વલ જમાઅતની બહુમતી તેવા ઈમાનને પણ ભરોષાપાત્ર ગણે છે, અલબત્ત તેવા ઈમાનવાળા માટે દલીલો જાણવાને વાજિબ ઠેરવે છે, એટલે શરીઅતની રૂએ મોઅ્તબર એવા બહાના વિના દીનની જરૂરી બાબતોને દલીલો સાથે શીખવામાં વિલંબ કરશે તો ગુનેહગાર ઠરશે.

**માન્યતા (૧૫):**–આપણે કોઈ પણ પ્રકારના શક(શંકા) વિના પોતાને મોમિન કહીએ છીએ.

**સ્પષ્ટિકરણ:**–દીનની જરૂરી બાબતોને દિલથી સત્ય માનવા અને જીભ વડે એકરાર કર્યા પછી કોઈ પણ પ્રકારના શક (શંકા) વિના કહેવું જોઈએ

કે હું મોમિન છું; એમ નહિં કહેવું જોઈએ કે હું ઈન્શાઅલ્લાહ મોમિન છું.

**માન્યતા (૧૬):–** માણસનું દીન અને ઈમાન પણ તે જ મોઅતબર છે જેના ઉપર તેનું મૃત્યુ થાય.

**સ્પષ્ટિકરણ:–** ઈન્સાનના અમલો (કાર્યો) ઈમાન, નેકી, બદી વિગેરેનો આધાર મૃત્યુ પર છે જેથી જેનું મૃત્યુ ઈમાન ઉપર થાય છે તે અલ્લાહની નઝરમાં હંમેશના માટે મોમિન અને નેક લેખાય છે અને જેનું મૃત્યુ કુફ્ર અને બદી ઉપર થાય છે તે અલ્લાહની નઝરમાં હંમેશા કાફિર અને મરદૂદ (તિરસ્કૃત) લેખાય છે.

**માન્યતા (૧૭):–**દરેક બુધ્ધિશાળી માટે પોતાના પાલનહાર અને સર્જક વિષેનું જ્ઞાન મેળવવું કોઈપણ કાળે જરૂરી અને વાજિબ છે.

**સ્પષ્ટિકરણ:–** જો બચપણમાં કોઈની તર્બિયત અને પાલણપોષણ એવી જગ્યાએ થઈ હોય કે ત્યાં ઈલાહી આદેશોનું જ્ઞાન પહોંચી શકયુ ન હોય અને તે માણસ બાહોશ, બુધ્ધિમય રહી પુખ્તવયનો થયા પછી અંજાણ અને અભણતાની હાલતમાં મૃત્યુ પામ્યો તો અલ્લાહના દરબારમાં શરીઅતના આદેશોથી અંજાણ અને અભણ હોવાનું તેનું બહાનું માન્ય ગણાશે પરંતુ મઅૃરિફતે ઈલાહી (અલ્લાહ વિષેનું વ્યવસ્થિત જ્ઞાન) વિષે તેનાંથી પુછપરછ કરવામાં આવશે અને પોતાના પાલનહાર અને સર્જક વિષેની અંજાણતાનુ બહાનુ કબૂલ કરવામાં આવશે નહિં; કારણ કે આ સૃષ્ટિના સર્જકને તે બુધ્ધિ વડે પણ ઓળખી શકતો હતો અને તેમાં ગફલત (લાપરવાહી) વર્તવાના કારણે ગુનેહગાર ઠેરવવામાં આવશે.

**માન્યતા (૧૮):–**મૃત્યુના સમયનું ઈમાન અને તૌબા ભરોષાપાત્ર નથી.

**સ્પષ્ટિકરણ:–** માનવી પોતાના જીવનમાં જયારે ઈચ્છે ત્યારે ઈમાન લાવી શકે છે અને ગુનાહોથી તૌબા કરી શકે છે; પરંતુ જયારે સુર્ય પશ્ચિમ દિશાથી ઉદય થશે અથવા સંપુર્ણ પણે મૃત્યુની નિશાનીઓ જાહેર થઈ જશે ત્યારે ઈમાન અને તૌબા કબૂલ થશે નહિ.

# નબીઓ વિષેની માન્યતાઓ

**માન્યતા (૧૯):–** નબીઓને અલ્લાહે મહાન હિકમત અને રહમત સાથે મોકલ્યા છે.

**સ્પષ્ટિકરણ :–** માનવીના જીવન મરણ વિષે ખરી–ખોટી, લાભદાયક, નુકશાનકારક એવી બાબતો છે જેને માનવબુધ્ધિ જાણી શકતી નથી; માન્યતાઓ અને વિચારસર્ણીઓ, કથનો અને કાર્યોની અનહદ રીતોમાં કઈ રીત અલ્લાહની મનેચ્છા મુજબ છે અને કઈ રીત વિરૂધ્ધ છે? અલ્લાહ અમારી કઈ માન્યતાઓ અને કાર્યોથી પ્રસન્ન થાય છે અને કયા કાર્યો અને કઈ માન્યતાઓથી અલ્લાહ નારાજ થાય છે ? માનવજીવનના અનેક વિભાગોમાંથી કયો વિભાગ અને કેવી રીતે આપણે અપનાવવનો જોઈએ ? અને કયા વિભાગને કેવી રીતે ત્યજી દેવો જોઈએ ? સારાંશકે માનવજનમથી લઈ તેના મૃત્યુ સુધી ડગલે અને પગલે તેને ઈલાહી માર્ગદર્શનની જરૂરત પડે છે; અને આ માર્ગદર્શનો એવા છે કે તેને માનવબુધ્ધિ સંશોધન કરી શકતી નથી એટલે અલ્લાહે પોતાની કૃપા અને મહેરબાનીથી માનવજીવનના દરેક વિભાગ વિષે સંપુર્ણ હુકમો અને પરિપૂર્ણ આદેશો નબીઓ વડે આપણાં સુધી પહોંચાડયા; જેથી માનવ જીવનમાં આપણાં સાથે રહી મૌખિક તા'લીમના સાથે માનવજીવનના દરેક વિભાગમાં આપણી સાથે રહી અમલીકરણની રીતે આપણને તા'લીમ આપે, એ હેસિયતથી નબીઓ માનવીઓ માટે અલ્લાહની મહાન નેઅમત અને રહમત છે.

**માન્યતા (૨૦):–** માનવમાર્ગદર્શન માટે દુનિયામાં અનેક આદરણીય નબીઓ આવી ચુકયા છે.

**સ્પષ્ટિકરણ:–** હઝરત આદમ (અલ.)થી લઈ આપણાં નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સુધી અનેક નબીઓ આવી ચુકયા છે. એક રિવાયત મુજબ તેઓની સંખ્યા એક લાખ ચોવીસ હઝાર અને અન્ય રિવાયત મુજબ તેનાથી વધારે વર્ણન કરવામાં આવી છે; તેઓમાં વિશેષત જે લોકો નવી કિતાબ અને નવી

શરીઅત પણ લાવ્યા છે તેઓ રસૂલ કહેવાય છે, જેઓની સંખ્યા એક રિવાયત અનુસાર ત્રણસો તેર આવેલ છે; પરંતુ નબીઓ અને રસૂલો વિષે સત્ય માન્યતા એ છે કે તેઓની કોઈ ખાસ સંખ્યા દિલમાં નકકી ન કરવી જોઈએ બલ્કે એ સંક્ષિપ્ત માન્યતા રાખવી જોઈએ કે દુનિયામાં અલ્લાહના ઘણાંજ નબીઓ અને રસૂલો આવ્યા છે તેઓ સર્વે સાચા અને ગુનાહોથી પવિત્ર હતા અને સર્વે પોતાની તબલીગની જવાબદારી પુરી કરી ચાલ્યા ગયા.

**માન્યતા (૨૧):–** નબીઓમાં હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સર્વ શ્રેષ્ઠ અને અંતિમ નબી હતા.

**સ્પષ્ટિકરણ :–** પ્રતિષ્ઠિત નબીઓમાં સર્વશ્રેષ્ઠ અને અંતિમ નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) હતા; જેઓનો દીન સંપુર્ણ દીન છે અને જેઓની કિતાબ (કુર્આન) સંપુર્ણ કિતાબ છે અને જેઓની ઉમ્મત સર્વશ્રેષ્ઠ ઉમ્મત છે; એટલે જ આપનો દીન (ધર્મ) કયામત સુધી બાકી રહેશે, અને આપના પછી કોઈ નબી આવશે નહિ અને તેની જરૂરત પણ નથી.

**માન્યતા (૨૨):–** નબીઓ દરેક પ્રકારના ગુનાહોથી પવિત્ર અને સુરક્ષિત હતા.

**સ્પષ્ટિકરણ:–** પ્રથમથી લઈ છેવટ સુધીના નબીઓ દરેક પ્રકારના નાના મોટા ગુનાહોથી પવિત્ર અને સુરક્ષિત અને દરેક પ્રકારની દુરાચારી અને અસભ્યતાથી સુરક્ષિત રહયા, અને તેઓમાં સર્વ પ્રકારના સદગુણો હતા.

**માન્યતા (૨૩):–** નબીઓએ પોતાની સચ્ચાઈની નિશાનીરૂપે ઘણા મોઅજિઝહ (ચમત્કારો) બતાવ્યા છે.

**સ્પષ્ટિકરણ:–** અલ્લાહે નબીઓના સાચા હોવાના ટેકારૂપે તેઓ વડે રાબેતા અને નિયમ વિરૂધ્ધ અને આશ્ચર્યજનક એવી બાબતો પ્રગટ કરાવી કે સામાન્ય રીતે એવી બાબતો માનવીઓના હાથે વજૂદમાં આવી શકતી નથી; જેમકે પથ્થરમાંથી ઊંટણીનો જનમ થવો, એક પથ્થરની શીલા ઉપર લાકડી મારવાથી બાર ઝરણોનું વહેતા થવું, સમુદ્રના પાણીનું સુકાઈ જઈ માર્ગો બની જવા, મૃત્યુ પામેલનું જીવતા થઈ વાતચીત

કરવી; જાનવરો, વૃક્ષો અને નિર્જીવ પદાર્થો સાથે વાતચીત કરવી, વિગેરે વિગેરે. આશ્ચર્યજનક બાબતોને જાહેર કરવાને મોઅ્જિઝહ (ચમત્કાર) કહેવાય છે, જે નબીઓની જ ખાસિયત છે, નબીઓના જાતિય સદગુણો અને સારા સંસ્કારો અને અજોડ પવિત્ર જીવનશૈલીના સાથે સાથે આ મોઅ્જિઝહ (ચમત્કારિક બાબતો)ને મેળવી બુધ્ધિશાળી માનવી જયારે મનન કરે છે ત્યારે કોઈ પણ પ્રકારના શક–શંકા વિના યકીન (શ્રધ્ધા) કરવા લાગે છે કે આ નબીઓ વાસ્તવિકરીતે પોતાના નબી હોવાના દા'વામાં સાચા હતા; કારણ કે આકાશિય પરિબળ અને આત્મિક શકિત વિના આ પ્રકારના ઉચ્ચ સંસ્કારો અને વિશેષતાઓ એક સામાન્ય પ્રકારના માનવીમાં એકત્રિત થવું અશકય છે.

**માન્યતા (૨૪):–** નબીઓ સિવાય અન્ય સામાન્ય માનવીઓથી મોઅ્જિઝહ (ચમત્કાર) પ્રગટ થઈ શકતો નથી.

**સ્પષ્ટિકરણ :–** મોઅજિઝહ (ચમત્કાર) એક એવી વાસ્તવિકતા હોય છે જે નબીઓની સત્યતા જાહેર કરવા માટે ઈલાહી પરિબળ મા'રફતે વજૂદમાં આવે છે જેથી નબીઓ સિવાય અન્ય કોઈ વડે મોઅ્જિઝહ (ચમત્કાર) જાહેર થઈ શકતો જ નથી; આ પ્રકારની કોઈ આશ્ચર્યજનક બાબત નબી સિવાય જો કોઈ મુસલમાન બુઝુર્ગ મા'રફતે પ્રગટ થાય તો એને "કરામત" કહેવામાં આવે છે અને જો કોઈ બિનમુસ્લિમ વડે પ્રગટ થાય તો તેને "ઈસ્તિદરાજ", નઝરબંદી, અથવા જાદુ કહે છે.

**માન્યતા (૨૫):–**અમે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના સદેહ જાગતા હોવાની હાલતમાં મેઅરાજ થવાને હકક (સત્ય) માનીયે છીએ.

**સ્પષ્ટિકરણ:–** હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની એક જ રાત્રીમાં જાગૃત હાલતમાં મકકાથી લઈ બયતે મુકદસ સુધી સફર કરવાની વાત કુર્આનથી સાબિત છે; જેનો ઈન્કાર કરવો કુફ્ર છે; અને બૈતુલ મુકદસથી લઈ સાત આકાશોના ઉપર જવું અને અલ્લાહની કુદરતની આશ્ચર્યજનક બાબતો જોઈ તે જ રાત્રે મકકા મુકર્રમહ પાછા

ફરવાની વાત સહીહ હદીષો વડે પુરવાર થયેલ છે, જેનો ઈન્કાર કરનાર કાફિર તો ન કહેવાય; પણ બિદઅતી, ગુમરાહ–પથભ્રષ્ટ અને ઝિન્દીક જરૂર છે. હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આકાશિય યાત્રાને મેઅ્રાજ કહે છે અને તે જ મેઅ્રાજની રાત્રીએ ઉમ્મતે મુહમ્મદિય્યહ ઉપર પાંચ સમયની નમાઝ ફર્ઝ કરવામાં આવી.

**માન્યતા (૨૬):–** હઝરત ખિઝર, હઝરત લુકમાન અને હઝરત જુલકર્નૈનનું નબી હોવું યકીની નથી.

**સ્પષ્ટિકરણ:–** હઝરત ખિઝર, હઝરત લુકમાન અને હઝરત જુલકર્નૈનની નબુવ્વત કોઈ નિશ્ચિત દલીલ વડે પુરવાર થઈ નથી, જો કે તેઓ સાલેહ અને અલ્લાહના નેક બંદાઓ જરૂર હતા; "મકાસિદ" નામી કિતાબના લખકે અમુક આલિમોનું કથન લખ્યું છે કે નબીઓમાંથી ચાર નબીઓ અત્યાર સુધી જીવંત છે; બે (એટલે કે હઝરત ખિઝર અને હઝરત ઈલ્યાસ) પૃથ્વી ઉપર અને બે (એટલે કે હઝરત ઈસા અને હઝરત ઈદ્રીસ) આકાશ ઉપર; આ કથનમાં જો કે હઝરત ખિઝરની ગણના નબીઓમાં કરવામાં આવી છે પરંતુ કોઈ નિશ્ચિત દલીલનો હવાલો આપવામાં આવ્યો નથી.

## ફરિશ્તાઓ વિષે માન્યતાઓ

**માન્યતા (૨૭):–** ફરિશ્તા અલ્લાહની એક નૂરાની, ગુનાહોથી સુરક્ષિત મખ્લૂક અને બંદાઓ છે.

**સ્પષ્ટિકરણ :–** ફરિશ્તાઓ અલ્લાહની એક નૂરાની મખ્લૂક છે, જેઓ દરેક સમયે અલ્લાહની તાબેદારી અને ઈબાદતમાં પ્રવૃત રહે છે; એ ફરિશ્તા નર કે નારી નથી; માનવીઓ સમાન તેઓને ખાવા–પીવાની કે વાસનાઓ પુરી કરવાની જરૂરત નથી, એવી જ રીતે પેશાબ–પાખાના કે સુવાની જરૂરત નથી; આકાશોમાં તથા પૃથ્વી પર અને આકાશ તથા પૃથ્વીની વચ્ચે એ ગુનાહોથી સુરક્ષિત મખ્લૂક એટલા વધુ પ્રમાણમાં મૌજૂદ છે કે તેઓની સંખ્યા અલ્લાહના સિવાય કોઈ જાણતુ નથી. એ સર્વે ફરિશ્તાઓ દરેક પ્રકારની વાસના અને ગુનાહોથી પવિત્ર છે; અને

દરેક પોતાના ફરજોની પાલનમાં કોઈ પણ પ્રકારની ખયાનત અને સુસ્તી વિના પ્રવૃત છે.

**માન્યતા (૨૮):–** સામાન્ય કક્ષાના માનવીઓ સામાન્ય કક્ષાના ફરિશ્તાઓથી શ્રેષ્ઠ છે.

**સ્પષ્ટિકરણ :–** નિશ્ચિત માનવીઓ (નબીઓ) નિશ્ચિત ફરિશ્તાઓ (વહી લાવનાર)થી શ્રેષ્ઠ છે, અને સામાન્ય માણસો (નબીઓના સિવાય) સામન્ય ફરિશ્તાઓ (વહી લાવનાર સિવાયના)થી શ્રેષ્ઠ છે, અને નિશ્ચિત ફરિશ્તાઓ (વહી લાવનાર) સામાન્ય માણસો (નબીઓ સિવાયના)થી શ્રેષ્ઠ છે. (એની દલીલો મોટી કિતાબોમાં લખાયેલ છે.)

# એહલે સુન્નત વલ જમાઅતનીખાસ પ્રકારની માન્યતા

**માન્યતા (૨૯):–** માત્ર ગુનોહ કરવાથી કોઈ મુસલમાન કાફિર થઈ જતો નથી.

**સ્પષ્ટિકરણ :–** અમે એહલે સુન્નત વલ જમાઅત કોઈ પણ મુસલમાનને ગુનોહ કરવાના કારણે કાફિર નથી કહેતા, જો તે મુસલમાન ગુનાહને હલાલ સમજી કરી રહયો છે એવું યકીનના સાથે ખબર પડી જાય તો તે કાફિર કહેવાશે. એટલા જ માટે કોઈ પણ મુસલમાનને કે જે કુફ્ર અને શિર્કના ગુનાહ સિવાય અન્ય ગુનાહમાં સંડોવાયેલ હોય તેને કાયમી અજાબનો હકદાર ગણતા નથી અને દરેક પ્રકારના અજાબથી તેને સુરક્ષિત સમઝતા નથી; બલ્કે ગુનાહોના પ્રમાણ મુજબ અજાબ અને શિક્ષાનો હકદાર અને છેવટે જન્નતનો હકદાર માનીયે છીએ.

**માન્યતા (૩૦):–** અમે પોતાના નેકકાર્ય અને દુષ્ટકાર્યને બેકાર પણ જાણતા નથી અને યકીનના સાથે નેકકાર્યોનો બદલો આપનાર અને દુષ્ટકાર્યોને સઝા આપનાર જાણતા નથી.

**સ્પષ્ટિકરણ:–** જે નેકીયો અને બુરાઈઓ આપણે કરીએ છીએ તેને ન તો આપણે બેકાર અને વ્યર્થ જાણીએ છીએ, અને ન તો યકીનના સાથે બદલા અને સઝાના કારણરૂપ સમઝીએ છીએ, કબૂલ ન થવાના ભય સાથે બદલા અને ષવાબની ઉમ્મીદ રાખીએ છીએ, અને ગુનાહ થયા પછી મા'ફીની ઉમ્મીદના સાથે અલ્લાહના અઝાબનો ભય પણ

રાખીયે છીએ.

**માન્યતા (૩૧):–** અમે અલ્લાહના અઝાબથી નિડર અને મા'ફીથી નાઉમ્મીદ નથી.

**સ્પષ્ટિકરણ:–** અમે અલ્લાહની રહમત અને મા'ફીથી નાઉમ્મીદ પણ થતા નથી અને તેના અઝાબથી નિડર પણ થતા નથી; સાંરાશ કે અમારૂ આખુ જીવન ઉમ્મીદ અને ભયના વચ્ચે પસાર થાય છે.

**માન્યતા (૩૨):–**રિયા (દેખાવો)કરવાથી અમલનો બદલો રદ થઈ જાય છે.

**સ્પષ્ટિકરણ:–** રિયા(દેખાવો), ઉજબ(માત્ર પોતાની વ્યકિતને સારી સમઝવી) તકબ્બુર (અન્ય કરતાં પોતાને શ્રેષ્ઠ સમઝવા)થી નેક અમલોનો બદલો બાતિલ (વ્યર્થ) થઈ જાય છે.

**માન્યતા (૩૩):–** દરેક માણસના મૃત્યુનો એક સમય નિર્ધારીત છે.

**સ્પષ્ટિકરણ:–** દરેક માણસના મૃત્યુનો એક નિર્ધારીત સમય છે; એટલા માટે જે માણસને કતલ કરવામાં આવે છે તે માણસ પણ પોતાના નિર્ધારિત સમય પર જ મૃત્યુ પામે છે; પરંતુ કતલ કરનારને કતલ થનારના નિર્ધારીત સમયની જાણ ન હતી, ઉપરાંત શરીઅતની રૂએ તેને કતલ કરવાની છુટ પણ ન હતી એટલે શરીઅતની રૂએ એક પ્રતિબંધ્ધિત કાર્ય કરવાને કારણે તે દુનિયા આખિરતમાં સઝાનો હકદાર છે.

**માન્યતા (૩૪):–** દરેક માણસ પોતાની રોઝી ખાય છે.

**સ્પષ્ટિકરણ:–** કોઈ માનવી પોતાની રોઝી છોડી શકતો નથી અને બીજાની રોઝી ખાઇ શકતો નથી.

**માન્યતા (૩૫):–** હરામ રોઝી પણ રોઝી છે.

**સ્પષ્ટિકરણ:–** માનવી પોતાની જીવનજરૂરતો જે ચીઝો વડે પુરી કરે છે ભલે તે હલાલ હોય કે હરામ તેને રિઝક (રોઝી) જ કહીશું; કારણ કે જેણે હરામ રોઝી ખાઇને જીવન પસાર કર્યુ તેણે પણ અલ્લાહની રોઝી ખાઈને જ જીવન પસાર કર્યુ.

**માન્યતા (૩૬):–** જાદુ અને નઝરબંદીથી પણ નુકશાન પહોંચે છે.

**સ્પષ્ટિકરણ:–** જેવી રીતે અલ્લાહે ઝેરવાળા પદાર્થોમાં નુકસાનનો અષર રાખ્યો છે તેવી જ રીતે સિહર (જાદુ) અને બદનઝરીમાં પણ અષર

રાખેલ છે, જેથી એનાથી પણ નુકસાન પહોંચે છે.

**માન્યતા (૩૭):–** કઝાએ મુઅલ્લકમાં દવા અને દુઆથી તબ્દીલી થઈ શકે છે.

**સ્પષ્ટિકરણ:–** કઝાએ મુબરમમાં કોઈ પણ પ્રકારની તબ્દીલી થઈ શકતી નથી; પરંતુ કઝાએ મુઅલ્લકમાં તબ્દીલી થઈ શકે છે; એટલા માટે દવા અને દુઆમાં અષર માનીએ છીએ; મુશ્કેલીઓમાં દુઆ માંગીએ છીએ અને દવા પણ કરીએ છીએ.

**માન્યતા (૩૮):–** અમે કાફિરની દુઆમાં પણ અષર માનીએ છીએ.

**સ્પષ્ટિકરણ:–** આખિરતના છુટકારા સિવાય દુન્યવી ફાયદા માટે અમે કાફિરની દુઆમાં પણ અષર માનીએ છીએ.

**માન્યતા (૩૯):–** અમે અલ્લાહના દીદાર થવાને માનીએ છીએ.

**સ્પષ્ટિકરણ:–** અમે યકીન રાખીએ છીએ કે કયામતમાં ઈમાનવાળાઓને અલ્લાહના દીદાર નસીબ થશે. અને દુનિયામાં અમુક ખાસ નબીઓને જાગ્રૃત હાલતમાં અલ્લાહના દીદાર થવાને શકય માનીએ છીએ, પરંતુ ખરેખર દીદાર થઈ જવાને યકીનના સાથે માનતા નથી. મેઅ્રાજની રાત્રે અલ્લાહના નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અલ્લાહના દીદાર કર્યા વિષે સત્ય એ છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ અલ્લાહને દિલના નૂર (પ્રકાશ)થી જોયા; પ્રત્યક્ષ આંખોથી નહિં.

**માન્યતા (૪૦):–** ખ્વાબ (સપના)ની હાલતમાં ઘણાં બુઝુર્ગોને અલ્લાહના દીદાર થાય છે.

**સ્પષ્ટિકરણ:–** ઘણાં બુઝુર્ગોને ખ્વાબની હાલતમાં અલ્લાહના દીદાર થયા છે જેમકે ઈમામ અબૂહનીફા (રહ.) અને ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)ને ખ્વાબમાં અનેક વાર અલ્લાહના દીદાર નસીબ થયા છે.

**માન્યતા (૪૧):–** મૃત્યુ પામેલની રૂહોને આપણાં ઈસાલે ષવાબ કરવાથી ફાયદો પહોંચે છે.

**સ્પષ્ટિકરણ:–** જયારે આપણે નિખાલસતાના સાથે કુર્આન પઢીએ અથવા રોઝા રાખીએ અથવા નમાઝ પઢીએ અથવા અન્ય કોઈ માલી અથવા બદની ઈબાદત કરીએ અને તેનો ષવાબ મૃતકોની રૂહોને બક્ષી

આપીએ તો તેનાથી જરૂર વિનાશંકે મૃતકોની રૂહોને ફાયદો પહોંચે છે જેનાથી તેઓ ખુશ થાય છે; એ વિષે એટલા પ્રમાણમાં શરીઅતમાં દલીલો પુરવાર છે કે તે દલીલો હોવા છતાં મોઅ્તઝિલા ફિર્કાનો વિરૂધ્ધ કરવો લેશમાત્ર લક્ષ આપવા જેવી બાબત નથી.

**માન્યતા (૪૨):–** અમે કોઈ પણ એહલેકિબ્લાને કાફિર માનતા નથી.

**સ્પષ્ટિકરણ:–** અમે કોઈ પણ એહલે કિબ્લાને તેના ગુનાહોને કારણે કાફિર ઠેરવતા નથી; જયાં સુધી દીનના ફરજોમાંથી કોઈ ફરજનો ઈન્કાર ન કરે.

**ફાયદો :–** એહલે કિબ્લા તેમને કહેવાય જેઓ દીને ઈસ્લામની સર્વત્ર જરૂરી બાબતોને હકક જાણી માનતો હોય.

**માન્યતા (૪૩):–** આપણે સૌ મુસ્લિમો એક ઈમામના અસ્તિત્વને જરૂરી માનીએ છીએ.

**સ્પષ્ટિકરણ:–** મુસલમાનોની દીની અને દુન્યવી બાબતોની દેખરેખ અને અલ્લાહે નકકી કરેલ સઝાઓનું અમલીકરણ કરવા માટે એક શકિતમાન, રૂઆબદાર મુસલમાન ઈમામના અસ્તિત્વને અમે વાજિબ માનીએ છીએ.

**માન્યતા (૪૪):–** અમે ઈમામના માટે ગુનાહોથી સુરક્ષિત હોવાની શર્તને માનતા નથી.

**સ્પષ્ટિકરણ:–** ઈમામ માટે એ શર્ત જરૂરી નથી કે પોતાના યુગનો સર્વશ્રેષ્ઠ હોય; અથવા ગુનાહોથી સુરક્ષિત હોય, બલ્કે ઈમામના હેતુને પાર પાડવા માટે જે બાબતની જરૂરત છે તે એ છે કે ઈમામ બુધ્ધિમાન, પુખ્તવયનો મુસલમાન હોવાના સાથે એટલી શકિત અને સત્તા ધરાવતો હોય કે લોકો વચ્ચે ઈન્સાફ કરી શકતો હોય અને અલ્લાહે નકકી કરેલ સઝાઓનું અમલીકરણ કરાવી શકતો હોય.

**માન્યતા (૪૫):–** વલીયોની કરામત બરહક છે.

**સ્પષ્ટિકરણ:–** નબીઓના સિવાય અલ્લાહના વલીઓ અને બુઝુર્ગોના હાથે પણ અમુક સમયે અલ્લાહ પાક આદતના વિરૂધ્ધ બાબતો પ્રગટ કરી આપે છે જેને 'કરામત' કહે છે; તે કરામતના સત્ય હોવા પર એટલી દલીલો પુરવાર થયેલ છે કે તે હોવા છતાં મોઅ્તઝિલા વિગેરેનો

કરામતનો ઈન્કાર કરવો માત્ર હટધર્મી અને વ્યર્થ બાબત છે.

**માન્યતા (૪૬):–** વલીની મહાન નિશાની શરીઅતની પાબંદી છે.

**સ્પષ્ટિકરણ:–** વલી તે મુત્તકી અને પરહેઝાગર માનવી છે જે અલ્લાહની જાત અને સિફતોની સંપુર્ણ માહિતગારી ધરાવે છે; પોતાના યુગના નબીનો ઉમ્મતી અને તેની શરીયતનો ચુસ્તેપણે પાબંદ હોય, શરીઅતની જરૂરી બાબતો સિવાય દુન્યવી લજજતો અને વાસનાઓથી દૂર રહેતો હોય; જરૂરતથી વધારે દુનિયાથી મોઢું ફેરવી લેનાર, આખિરતના કાર્યોમાં પ્રવૃત્ત રહેનાર, અને અલ્લાહને રાઝી કરવા માટે શરીઅતના હુકમોનું ચુસ્તપણે પાલન કરનાર હોય.

**માન્યતા (૪૭):–** વલી નબુવ્વતના દરજજા સુધી પહોંચી શકતો નથી.

**સ્પષ્ટિકરણ:–** અલ્લાહનો વલી ભલે ગમે તેટલો બુઝુર્ગ હોય પણ નબીના દરજાને પહોંચી શકતો નથી.

**માન્યતા (૪૮):–** શરીઅતની પાબંદી દરેક બુધ્ધિમાન પુખ્તવયના ઉપર જરૂરી છે.

**સ્પષ્ટિકરણ:–** બુધ્ધિમાન અને પુખ્તવયના થયા પછી મૌત સુધી દરેક માનવીને શરીઅતની પાબંદી કરવાનો આદેશ આપવામાં આવ્યો છે; એટલે કે શરીઅતે નકકી કરેલ મજબૂરી વિના કોઈ નબી કે કોઈ વલી શરીઅતની પાબંદીઓથી અલગ નથી.

**માન્યતા (૪૯):–** પ્રતિષ્ઠિત નબીઓ પછી સર્વશ્રેષ્ઠ ચાર ખલીફાઓ છે.

**સ્પષ્ટિકરણ:–** પ્રતિષ્ઠિત નબીઓ પછી સર્વશ્રેષ્ઠ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) પછી હઝરત ઉમર (રદિ.) પછી હઝરત ઉષમાન (રદિ.) અને પછી હઝરત અલી (રદિ.) છે; એ જ તર્તીબના સાથે અમે તેઓની ખિલાફતના ક્રમને પણ સત્ય માનીએ છીએ અને એ જ ક્રમના સાથે અમે તેઓની સાથે મહોબ્બત કરીએ છીએ.

**માન્યતા (૫૦):–** સર્વ સહાબાએ કિરામ બાકી ઉમ્મતથી સર્વશ્રેષ્ઠ છે.

**સ્પષ્ટિકરણ:–** જે લોકોએ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઈસ્લામની હાલતમાં જોયા છે અને તેઓની વફાત ઈસ્લામની હાલતમાં જ થઈ છે તેઓને અસ્હાબ અથવા "સહાબા" કહેવામાં આવે છે; તે સહાબાને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની

સોહબત (સંગ)ના કારણે એટલી બુઝુર્ગી પ્રાપ્ત થઈ છે કે બાકી ઉમ્મતનો કોઈ વલી પણ તેમની બરોબરી કરી શકતો નથી.

**માન્યતા (૫૧):–** અમે આપ (સલ્લલ્લાહો અલયહિ વ સલ્લમ)ના દરેક સહાબીની સન્માન/આદર અને ઈઝઝત કરીએ છીએ.

**સ્પષ્ટિકરણ:–** અમે આપ (સલ્લલ્લાહો અલયહિ વ સલ્લમ)ના દરેક સહાબી સાથે મહોબ્બત રાખીએ છીએ, અને તેઓમાંથી કોઈની બુરાઈ અને તેઓમાં ખોડ કાઢવા અથવા અન્ય કોઈ બેઈઝઝતીનું કામ કરવાને સખત ગુનોહ જાણીએ છીએ.

**માન્યતા (૫૨):–** અમે હનફી મસ્લક ધરાવતા હનફી ઈમામોમાં ઈમામ અબૂહનીફાને સર્વશ્રેષ્ઠ માનીએ છીએ.

**સ્પષ્ટિકરણ:–** આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું છે કે સર્વશ્રેષ્ઠ મારો યુગ છે અને પછી ક્રમસર જે મારા યુગથી પાસે હોય; એટલા જ કારણે આ ઉમ્મતમાં સર્વશ્રેષ્ઠ સહાબા (રદિ.) અને પછી તાબેઈન અને પછી તબ્એ તાબેઈન સર્વશ્રેષ્ઠ છે. એ જ પ્રમાણે ચારેવ ઈમામોમાં સર્વશ્રેષ્ઠ ઈમામ અબૂહનીફા (રહ.) છે; પછી ઈમામ માલિક (રહ.) પછી ઈમામ શાફેઈ (રહ.) પછી ઈમામ અહમદ ઈબ્ને હમ્બલ (રહ.) સર્વશ્રેષ્ઠ છે, કારણ કે નબવી યુગની નજીક હોવાની રૂએ એ લોકોનો યુગ એ ક્રમ પ્રમાણે જ નિર્ધારિત છે.

**માન્યતા (૫૩):–** અમે યઝીદ ઉપર લા'નત (ફિટકાર) કરવાને જાઈઝ માનતા નથી.

**સ્પષ્ટિકરણ:–** કોઈ માણસ વિષે જયાં સુધી નિશ્ચિત રીતે તેના કુફ્ર ઉપર મૃત્યુ થવાનું પુરવાર ન થાય ત્યાં સુધી તેના ઉપર લા'નત કરવાને જાઈઝ માનતા નથી.

**માન્યતા (૫૪):–** અમે શૈખેન (હઝરત અબૂબક્ર–રદિ.– તથા હઝરત ઉમર –રદિ.)ને શ્રેઠતા આપવાની તથા ખતનૈન (હઝરત ઉષમાન–રદિ. અને હઝરત અલી– રદિ.) સાથે મહોબ્બત કરવાની અને બંને (પગોના) મોઝા ઉપર મસહ (વુઝૂમાં પગ ધોવાની જગ્યાએ ભીનો હાથ ફેરવવાની) કરવાની માન્યતા રાખીએ છીએ.

**સ્પષ્ટિકરણ:–** પૂર્વજ નેક આલિમોએ શૈખેનની ફઝીલત, ખતનૈનની

મહોબ્બત અને બંને મોઝહ ઉપર મસહ કરવાની માન્યતાને અહલે સુન્નત વલ જમાઅતની વિશેષતા અને નિશાની નકકી) કરેલ છે.

**અર્થાત :–** હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર ફારૂક (રદિ.)ને સર્વશ્રેષ્ઠ જાણવા અને હઝરત ઉષમાન (રદિ.) અને હઝરત અલી (રદિ.) સાથે મહોબ્બત કરવા અને મોઝાઓ ઉપર મસહ કરવાની રીત જાઈઝ સમજવાની માન્યતા રાખવી (એહલે સુન્નત વલ જમાઅતની નિશાની છે.) પરંતુ બારિકાઈથી તપાસ (અભ્યાસ) કરતાં એ પુરવાર થયેલ છે કે ઉકત ત્રણ પ્રકારની એહલે સુન્નત વલ જમાઅતની ત્રણ નિશાનીઓ રવાફિઝના વિરૂધ્ધમાં નકકી કરવામાં આવી છે; જો કે ઉમ્મતના ૭ર ગુમરાહ ફિર્કાઓના વિરૂધ્ધમા બીજી ઘણી બાબતોમાં તફાવત જોવા મળે છે.

**માન્યતા (૫૫):–** શરીયતની રૂએ પુરવાર થયેલ દલીલ વિના આપણે કોઈ ખાસ વ્યકિતને જન્નતી અથવા જહન્નમી કહી શકતા નથી.

**સ્પષ્ટિકરણ:–** સામાન્ય રીતે આપણે એમ કહી શકીએ છીએ કે ઈમાનવાળા જન્નતી છે અન્ય કાફિરો દોઝખી છે; પરંતુ કોઈ ખાસ વ્યકિત વિષે આપણે એમ નથી કહી શકતા કે નિશ્ચિત તે માણસ જન્નતી છે કે જહન્નમી; હાં; જેઓના જન્નતી હોવા વિષે શરીઅતની રૂએ પુરવાર થયેલ દલીલ છે જેમકે હઝરત અબૂબક્ર સિદ્દિક (રદિ.), હઝરત ઉમર (રદિ.), હઝરત ઉષમાન (રદિ.), હઝરત અલી (રદિ.), હઝરત તલ્હા (રદિ.) હઝરત ઝુબેર (રદિ.) હઝરત અ.રહમાન ઈબ્ને ઔફ (રદિ.) હઝરત સાઅ્દ બિન વકકાસ (રદિ.) હઝરત સઈદ બિન ઝૈદ (રદિ.) અને હઝરત અબૂઉબૈદહ બિન જર્રાહ (રદિ.) જેઓને અશરએ મુબશશરહ કહેવામાં આવે છે; અથવા હઝરત ફાતિમા બિન્તુર્રસૂલ, હઝરત ખદીજતુલ કુબ્રા, હઝરત ઈમામ હસન, હઝરત ઈમામ હુસૈન (રદિ.) વિગેરે જેઓના જન્નતી હોવાના વિષે સહીહ હદીષો પુરવાર થયેલ છે તે લોકોને જન્નતી કહી શકીએ છીએ.

**માન્યતા (૫૬):–** માનવી ફરિશ્તાઓની અને જાનવરોની ખાસિયતો ધરાવનાર છે.

**સ્પષ્ટિકરણ:–** ફરિશ્તાઓમાં માત્ર અકલની સિફત છે અને જાનવરોમાં

માત્ર શહવત અને વાસના છે, પરંતુ માનવીમાં અકલ પણ છે અને વાસના પણ. જેથી જો કોઈ માણસ અકલને વાસના ઉપર પ્રધાન્ય આપે છે તે માણસ ફરિશ્તા સિફત છે અને જે માણસ વાસનાને અકલ ઉપર પ્રધાન્ય આપે છે તે જાનવર સિફત ગણવામાં આવે છે.

## આખિરત વિષે માન્યતાઓ

**માન્યતા (૫૭):–** આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જે કયામતની નિશાનીઓ બતાવી છે તે નિશ્ચિતરીતે જાહેર અને પ્રગટ થશે.

**સ્પષ્ટિકરણ:–** દુનિયામાં જયારે ફિતના, ફસાદ, બેહયાઈ (નિર્લજજતા) હદ વટાવી જશે અને પૃથ્વીના પટ ઉપર બેઈમાનો અને કાફિરો સત્તા મેળવી લેશે ત્યારે કયામતની મહાન નિશાનીઓ પ્રગટ થવા લાગશે; જેમકે હરમૈન શરીફૈનમાં હઝરત ઈમામ મહદી (અલ.)નું જાહેર થવું, સર્વે મુસલમાનો એમના ઝંડા હેઠળ એકત્રિત થઈ કાફિરો સાથે મુકાબલો કરશે અંતે મુસલમાનોની જીત થશે; પછી દજજાલ જાહિર થશે અને દુનિયામાં આશ્ચર્યજનક ફિત્નો ઉતપન્ન કરશે પછી તેને કતલ કરવા આકાશ ઉપરથી હઝરત ઈસા (અલ.) ઉતરશે અને દજજાલને કતલ કરશે, પછી યાજૂજ–માજૂજ દુનિયામાં નીકળશે અને ફિત્નો જાહેર કરશે; પશ્ચિમ દિશા તરફથી સુર્યોદય થશે; પૃથ્વીમાંથી જાનવર નીકળી લોકો સાથે વાતો કરશે, અને અંતે ઈસ્રાફીલ (અલ.) સૂર ફુંકશે અને તેનાથી સર્વે જીવંત મૃત્યુ પામશે; આકાશ, પૃથ્વી અને દુનિયાની વ્યવસ્થા સર્વે નષ્ટ થઈ જશે.

સારાંશ કે કુર્આન અને સહીહ હદીષોમાં કયામતની જે જે નિશાનીઓ બતાવવામાં આવી છે તે સર્વે નિશ્ચિતરીતે અને જરૂર થનાર છે.

**માન્યતા (૫૮):–** કબરમાં મય્યિતને સવાલ જવાબ થશે અને રાહત અથવા અજાબ થવું નિશ્ચિત છે.

**સ્પષ્ટિકરણ:–** મય્યિતને દફન કર્યા પછી તેની રૂહ કબરમાં પાછી આવી જાય છે અને બે ફરિશ્તાઓ (મુનકર, નકીર) તેના પાસે આવીને સવાલ કરે છે કે તારો પાલનહાર કોણ છે ? તારો દીન શું છે ? અને

તારો નબી કોણ છે? મો'મિન તો સત્ય જવાબ આપીને આરામ અને રાહત મેળવી લેશે પરંતુ અલ્લાહનો નાફરમાન બંદો એ સવાલોનો જવાબ આપી શકતો નથી જેના લઈ તેને કબરમાં સખત અઝાબ આપવામાં આવે છે.

**માન્યતા (૫૯):–** કબરમાં મય્યિતને શારિરિક અને આત્મિક બંને પ્રકારનો અઝાબ થાય છે.

**સ્પષ્ટિકરણઃ–** કબરમાં પણ રૂહ અને શરીરનો સંબધ બાકી રહે છે જેના લઈ મય્યિતને શારિરિક અને આત્મિક બંને પ્રકારનો અઝાબ થાય છે.

**માન્યતા (૬૦):–**શરીર સાથે રૂહનો સંબધ દરેક હાલતમાં બાકી રહે છે.

**સ્પષ્ટિકરણઃ–**શરીરના સાથે રૂહનો એક કાયમી સંબધ છે; પરંતુ તે સંબધ કયામતમાં ઘણો મજબૂત અને કબરમાં ઘણો નબળો અને દુનિયામાં મધ્યમ પ્રકારનો બાકી રહે છે; એથી જ દુનિયામાં રાહત અને તકલીફ શરીરને જ થાય છે અને તેના લઈને રૂહને પણ તકલીફ થાય છે અને કબરમાં રૂહને જ તકલીફ થાય છે અને તેના લઈને શરીરને પણ તકલીફ થાય છે, અને આખિરતમાં બંને ને તકલીફ થાય છે.

**માન્યતા (૬૧):–** આલમે બરઝખ (કબર)માં રૂહો વિવિધ સ્થળોએ રહે છે.

**સ્પષ્ટિકરણઃ–** મૃત્યુ પછી કયામતના પહેલાં રૂહો માટે દરજજાઓ મુજબ વિવિધ સ્થળો નકકી છે; જેમકે નબીઓ શહીદોની રૂહો તો જન્નતમાં રહે છે; અને નેક લોકોની રૂહો ઈલ્લિય્યીન (સાતમાં આકાશની ઉપર અને કાફિરોની રૂહો સિજજીનમાં (સાતમી પૃથ્વીના નીચે) અને સામાન્ય મુસલમાનોની રૂહો દરજજાના તફાવત મુજબ પોતાની કબરોમાં અને જન્નતના દરવાજાઓ પાસે અલગ અલગ જગ્યાએ રહેઠાણ કરે છે અને અવર–જવર કરે છે.

**માન્યતા (૬૨):–** અમે કયામતના દિવસ પર અને તેમાં જે બનાવો બનશે તેના ઉપર શ્રધ્ધા રાખીએ છીએ.

**સ્પષ્ટિકરણઃ–**જયારે ઈસ્રાફિલ (અલ.)ની પહેલી વાર સૂર ફુંકવાથી માનવીઓ અને સર્વે જીવંત મૃત્યુ પામશે અને દુનિયાની વ્યવસ્થા નષ્ટ થઈ જશે પછી અલ્લાહના હુકમથી બીજી વાર સૂર ફુંકવામાં આવશે

જેનાથી માનવીઓ અને સર્વે જીવંત પોતાના અમલોની સઝા અને બદલો ભોગવવા માટે ફરીવાર જીવંત કરવામાં આવશે તે દિવસને કયામત, યવમે આખિરત અને યવમુદ્દીન કહેવામાં આવે છે; તે દિવસ ઘણો જ ભયાનક અને પસ્તાવાનો દિવસ હશે; દુનિયામાં જે જીવંતે અન્ય જીવંત ઉપર જે ઝુલ્મ કર્યો હશે ત્યાં મઝલૂમ પોતાના ઝાલિમ પાસેથી બદલો લેશે તે પછી સર્વ જીવંત હમેશાના માટે મૃત્યુ પામશે, માત્ર માનવીઓ, ફરિશ્તાઓ અને જિન્નાતો બદલો અને સઝા ભોગવવા જીવંત રહેશે; તે દિવસ એટલો ભયાનક અને સંકટભર્યો હશે કે દરેક માણસને પોતાની ચિંતા સાંપડેલી હશે; મા–બાપ, પતિ–પત્નિ, દોસ્ત–અહબાબ કોઈ કોઈના કામ લાગશે નહિં, બલ્કે દરેકનો જે નેક અમલ હશે તે જ તેને કામ આવશે; દરેક પોતાના પરસેવામાં ડુબેલા હશે.

અંતે તમામ માનવીઓ આપ (સલ્લલ્લાહો અલયહિ વ સલ્લમ)ની સેવામાં ઉપસ્થિત થશે અને સિફારિશ કરવાની અરજ કરશે; આપ (સલ્લલ્લાહ અલયહિ વ સલ્લમ) અલ્લાહના દરબારમાં સિજદામાં જઈ સિફારિશ કરશે જેને અલ્લાહ તઆલા કબૂલ ફરમાવશે, તે પછી ઈન્સાફનુ ત્રાજવું લાવવામાં આવશે અને હિસાબ–કિતાબ કર્યા પછી આઅ્માલનામાઓ આપવામાં આવશે; જહન્નમના ઉપર બાલથી નાજુક અને તલવારથી તેઝ પુલ રાખવામાં આવશે; જેના ઉપરથી પસાર થવાનો હુકમ થશે, પુલસિરાત ઉપરથી અલ્લાહના નાફરમાન અને કાફિરો પસાર નહિ થઈ શકે અને લાચાર થઈને જહન્નમમાં પડી જશે અને અલ્લાહના ફરમાંબરદાર બંદાઓ પોત પોતાના અમલોના તફાવત અને ફરક પ્રમાણે કોઈ વધુ ગતીના સાથે અને કોઈ ધીમી ગતીએ તેના ઉપરથી પસાર થયા પછી જન્નતમાં પ્રવેશ મેળવશે.

**માન્યતા (૬૩):–** કોઈ માણસ માત્ર અમલના કારણે જન્નતનો હકદાર થઈ શકતો નથી.

**સ્પષ્ટિકરણઃ–** પોતાના અમલના કારણે કોઈ જન્નતનો હકદાર થઈ શકતો નથી; બલ્કે જન્નતી માત્ર અલ્લાહની રહમતના કારણે જન્નતમાં

દાખલ કરવામાં આવશે અને દોઝખી તેના અદ્લ (ઈન્સાફ)ના કારણે દોઝખમાં જશે; જો કે જન્નતીઓ અને દોઝખીઓના દરજાઓમાં તેઓના અમલોના કારણે તફાવત અને ફરક રહેશે.

**માન્યતા (૬૪):–** જન્નત અને દોઝખનું અસ્તિત્વ અત્યારે પણ છે અને ભવિષ્યમાં પણ રહેશે.

**સ્પષ્ટિકરણ:–** જન્નત પોતાના સમગ્ર રાહતના અસ્બાબો સાથે અને દોઝખ પોતાના દરેક પ્રકારના અઝાબ સાથે અગાઉથી અસ્તિત્વમાં છે અને હંમેશા રહેશે; તે નષ્ટ થનાર નથી અને તેમાં રહેવાસીઓ પણ નષ્ટ થનાર નથી.

**માન્યતા (૬૫):–** જન્નતમાં પ્રવેશ મેળવ્યા પછી જન્નતી પોતાના મુસ્લિમ ભાઈઓની સિફારિશ કરશે.

**સ્પષ્ટિકરણ:–** જયારે જન્નતી જન્નતમાં અને દોઝખી દોઝખમાં દાખલ કરી દેવામાં આવશે ત્યારે જન્નતી પોતાના દોઝખી મુસ્લિમ ભાઈઓ માટે દોઝખથી નીકળવા માટે અલ્લાહ પાસે શિફારિશ કરશે જેને "શફાઅત" કહેવાય છે. આ સિફારિશમાં નબીઓ, શહીદો, નેક લોકો અને આલિમો ભાગ લેશે, અને તેઓની સિફારિશથી ગુનેહાગરોને જયારે દોઝખમાંથી કાઢી લેવામાં આવશે ત્યારે અલ્લાહ માત્ર પોતાના ફઝલથી તે દોઝખીયોને જન્નતમાં પ્રવેશ આપશે, તે એવા લોકો હશે જેઓ પાસે તૌહીદના સિવાય અન્ય કોઈ અમલ નહિ હશે; તે પછીના બાકીના દોઝખીયો હંમેશા દોઝખમાં અને જન્નતીયો હંમેશા જન્નતમાં રહેશે.

**માન્યતા (૬૬):–** જન્નતીઓને જન્નતમાં અલ્લાહના દીદાર થતા રહેશે.

**સ્પષ્ટિકરણ:–** જન્નતમાં જન્નતીઓને તેઓના દરજાઓ મુજબ અલ્લાહના દીદાર (ઝિયારત) થતા રહેશે, જે જન્નતની સર્વે નેઅ્મતોમાં મહાન નેઅ્મત હશે, તે અલ્લાહના દીદાર (ઝિયારત)ની કેફિયત એવી નહી હોય કે જેમકે આપણે દુનિયામાં કોઈ ખાસ વસ્તુને ખાસ જગ્યામાં અમુક અંતરે જોઈએ છીએ; બલ્કે તે એક ખાસ પ્રકારનો દીદાર હશે ; જેની કેફિયત અત્યારે આપણે સમજી શકતા નથી.

**માન્યતા (૬૭):–** આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જન્નતમાં

પોતાની ઉમ્મતને "કોષર" નામી હોઝનું પાણી પીવડાવશે

**સ્પષ્ટિકરણઃ–** જન્નતમાં અલ્લાહ તઆલા આપણા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અન્ય નેઅ્મતો સાથે એક નેઅ્મત કવષરની હોઝ પણ આપશે; જેમાંથી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાની ઉમ્મતને પાણી પીવડાવશે અને તે પણ જન્નતની એક મહાન નેઅ્મત હશે.

**ફાયદો :–** આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની આ સિફારિશ અને કવષરની હૌઝ વિષે વિવિધ પ્રકારની રિવાયતો વર્ણન થયેલ છે; અમુક રિવાયતોથી જણાય છે કે તે હૌઝે કવષર અને સિફારિશ હશ્રના મેદાનમાં થશે; અને અમુક રિવાયતોથી જણાય છે કે પુલ સિરાતના પાસે થશે; અને અમુક રિવાયતોથી જણાય છે કે તે બંને વસ્તુઓ જન્નતમાં થશે; પરંતુ તે રિવાયતોમાં વાસ્તવિક રીતે કોઈ વિરૂધાભાષ નથી, કારણ કે શકય છે કે સિફારિશ અને હૌઝે કવષરનું પાણી પીવડાવવું ઉકત ત્રણેવ જગ્યાએ બની શકે.

**માન્યતા (૬૮):–** જન્નતમાં જન્નતીઓની પોતાની ઔલાદ સાથે મુલાકાત થતી રહેશે.

**સ્પષ્ટિકરણઃ–** જન્નતીઓની ઔલાદ અને સગાં વહાલાંઓ, દોસ્તો તેમની કક્ષાના જન્નતીયો હશે તો તેઓ જન્નતમાં તેમના સાથે રહેશે; અને જો અલગ અલગ દરજાના જન્નતીઓ હશે તો તેઓની અરસ પરસ કયારેક કયારેક મુલાકાત થતી રહેશે.

**માન્યતા (૬૯):–** સર્વ સૃષ્ટિમાં માત્ર માનવી, જિન્નાતો અને ફરિશતાઓને જ અલ્લાહની તા'બેદારી અને બંદગી કરવાના પાબંદ બનાવવામાં આવ્યા છે.

**સ્પષ્ટિકરણઃ–**સર્વ સૃષ્ટિમાં માત્ર માનવી, જિન્નાતો અને ફરિશતાઓને જ અલ્લાહની તા'બેદારી અને બંદગી કરવાના પાબંદ બનાવવામાં આવ્યા છે, તેમાંથી પણ ફરિશ્તાઓ દરેક પ્રકારના ગુનાહોથી પાક હોવાના કારણે જન્નતમાં જશે જયાં તેઓ માત્ર એક આત્મિક લજજત અનુભવશે અને જો જિન્નાત તથા માનવીઓ નાફરમાન હશે તો જહન્નમમાં શારિરિક અને આત્મિક બંને પ્રકારના અઝાબમાં

સપડાશે; અને જો ઈમાનવાળા અને તા'બેદાર બંદાઓ હશે તો જન્નતમાં શારિરીક અને આત્મિક બંને પ્રકારની રાહતો અને લજજતો માણશે; જો કે જિન્નાતોના જન્નતની લજજતોને અનુભવવા વિષે ઈમામ અબૂહનીફા (રહ.)એ કાંઈ બતાવવાથી ચુપકેદી ઈખતિયાર કરેલ છે.

**માન્યતા (૭૦):–** દરેક મુસલમાને કાફિર થવાના કારણોથી પણ માહિતગાર થવું જરૂરી છે.

**સ્પષ્ટિકરણ:–** દરેક માણસે પોતાની માન્યતા (ઈમાન) સાચવી રાખવા માટે ઈસ્લામી માન્યતાઓથી માહિતગાર હોવું જેટલું જરૂરી છે એનાથી વધારે જરૂરી તે કારણોથી માહિતાગાર હોવું જરૂરી છે જે કારણોથી તે કાફિર થઈ જાય છે, કારણ કે ઈમાનની દૌલતનું ગ્રહણ કરવું એટલું મુશકેલ નથી જેટલું એક ઈમાનવાળાએ પોતાના ઈમાનને બચાવવું મુશકેલ છે. કારણ કે ઘણી વખતે કોઈ રહસ્યમય રીતે ઈમાનવાળામાં કુફ્ર પ્રવેશી જઈ તેના ઈમાનની દૌલતને લુટી લે છે અને ઈમાનવાળાને ખબર સુધ્ધાં થતી નથી.

**માન્યતા (૭૧):–** પોતાના ઈમાન વિષે શંકા કરવી કુફ્ર છે.

**સ્પષ્ટિકરણ:–** પોતાના ઈમાન વિષે શંકા કરવી પણ કુફ્ર છે, એટલે જ પોતાના ઈમાન વિષે યકીનના સાથે રહેવું જોઈએ કે હું મોઅ્મિન છું ; શંકા સાથે એમ ન બોલવું જોઈએ કે ઈન્શાઅલ્લાહ હું મોમિન છું.

**માન્યતા (૭૨):–** અલ્લાહે ફર્ઝ કરેલ કોઈ બાબત વિષે તેના ફર્ઝ ન હોવાની તમન્ના કરવી કુફ્ર છે.

**સ્પષ્ટિકરણ:–** નમાઝ, રોઝા, ઝકાત અથવા અલ્લાહે ફર્ઝ કરેલ કોઈ બાબતને દિલથી ખરાબ જાણવું અથવા તેના ફર્ઝ ન હોવાની તમન્ના કરવી અથવા કોઈ ઈબાદતની હાંસી ઉડાવવી અને ઠટ્ટો કરવો કુફ્ર છે.

**માન્યતા (૭૩):–** કુફ્રનો વિચાર કરવો પણ કુફ્ર છે.

**સ્પષ્ટિકરણ:–** કુફ્રના સિવાય અન્ય ગુનાહોનો માત્ર વિચાર લાવવાથી માણસ ગુનેહગાર થતો નથી, જયાં સુધી તે ગુનોહ અમલી રીતે ન કરે, પરંતુ કુફ્ર એક એવી બુરી વસ્તુ છે કે જો કોઈ માણસ દિલમાં પાકો ઈરાદો કરી લે કે ભવિષ્યમાં ફલાણા સમયે કુફ્ર કરીશ તો તેનાથી

માણસ માત્ર ઈરાદો કરવાથી જ કાફિર થઈ જશે.

**માન્યતા (૭૪):–** સહર્ષ કુફ્રની કોઈ વાત ઉચ્ચારવાથી પણ માણસ કાફિર થઈ જાય છે.

**સ્પષ્ટિકરણ:–** જો કોઈ માણસ પોતાની રાજી ખુશીથી અને સભાન હાલતમાં કોઈ કુફ્રનો શબ્દ ઉચ્ચારે તો એનાથી પણ તે કાફિર થઈ જશે; ભલે તે શબ્દ ઉચ્ચારવાથી તેનો કુફ્ર કરવાનો વિચાર હોય કે ન હોય !

**માન્યતા (૭૫):–** બીજાના ઉચ્ચારેલ કુફ્રના શબ્દ ખુશીના સાથે સાંભળીને હંસવુ પણ કુફ્ર છે.

**સ્પષ્ટિકરણ:–** જો કોઈ માણસ કુફ્રનો શબ્દ જીભ વડે ઉચ્ચારે અને બીજો તે ખુશીના સાથે સાંભળીને હસે તો એ પણ કાફિર થઈ જશે.

**માન્યતા (૭૬):–** બેહોશી અથવા જબરદસ્તીની હાલતમાં કુફ્રનો શબ્દ ઉચ્ચારવાથી કુફ્ર લાગુ પડશે નહિં.

**સ્પષ્ટિકરણ:–** જો સંપુર્ણ બેભાન હોવાની હાલતમાં અથવા જીવ બચાવવા જબરદસ્તીની હાલતમાં માત્ર જીભ વડે કોઈ માણસ કુફ્રનો શબ્દ અથવા વાકય ઉચ્ચારે પણ દિલમાં ઈમાન તટસ્થ (અડગ) હોય તો એનાથી કુફ્ર લાગુ પડશે નહિં.

**માન્યતા (૭૭):–** સ્પષ્ટ હરામ વસ્તુને અથવા કોઈ ગુનાહને હલાલ જાણવું પણ કુફ્ર છે.

**સ્પષ્ટિકરણ:–** દરેક તે કાર્ય જે મજબૂત દલીલ વડે હરામ પુરવાર થયેલ હોય અને ગુનોહ હોય તેને હલાલ જાણવું પણ કુફ્ર છે.

**માન્યતા (૭૮):–** ગૈબની વાતો જાણવાનો દા'વો કરવો પણ કુફ્ર છે.

**સ્પષ્ટિકરણ:–** ગૈબની વાતો જાણવાનો દા'વો કરનાર પણ કાફિર છે; ભલે તે જિન્નાત અને શૈતાન વડે ખબર પ્રાપ્ત કરવાનો દા'વેદાર હોય કે પછી જયોતિષવિદ્યા વિગેરે મારફતે.

**માન્યતા (૭૯):–** ગૈબની વાતો બતાવનારની વાતોને સત્ય માનવું પણ કુફ્ર છે.

**સ્પષ્ટિકરણ:–** ગૈબની વાતો બતાવનારની વાતોને સત્ય માનવી અને તેના ઉપર યકીન રાખવું પણ કુફ્ર છે; ભલે તે જયોતિષશાસ્ત્ર વડે જાણતો હોય કે મેસમેરિઝમ (વશીકરણ મોહિની વિદ્યા) વડે જાણતો હોય.

**માન્યતા (૮૦):–** અદ્રષ્ય માનવીઓ મારફતે ગૈબની વાતો જાણવાનો દાવો કરનાર પણ કાફિર છે.

**સ્પષ્ટિકરણ:–** ગૈબની વાતો બતાવનાર લોકોમાં એક પાર્ટી અદ્રશ્ય માનવીઓ વડે છુપી વાતો જાણવાનો દા'વો કરે છે; તે લોકો પણ જુઠા છે; તેઓના ગૈબની વાતો જાણતા હોવાને સત્ય માનવું કુફ્ર છે; અદ્રશ્ય માનવીઓ કોઈ અવલિયા અથવા બુઝુર્ગ વ્યકિતઓ નથી; કારણ કે મનુષ્ય જીવંત હાલતમાં નઝરોથી અદ્રશ્ય રહી શકતો નથી, અને કદાચ અદ્રશ્ય વ્યકિતઓ જો હોય તો તે પણ જિન્નાતો હશે અથવા શૈતાનો હશે.

**માન્યતા (૮૧):–** ગૈબની વાતો જાણવી એ માત્ર અલ્લાહનું જ લક્ષણ છે, તેમાં અલ્લાહનો કોઈ ભાગીદાર નથી.

**સ્પષ્ટિકરણ:–** જે વાત બુધ્ધિ વડે કે ઈન્દ્રીયો વડે જાણી ન શકાય તેને ગૈબ કહેવાય; જેને જાણવું અલ્લાહનું જ કામ છે, તેની જ વિશેષતા છે; આપણાં નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અને બીજા નબીઓને અલ્લાહે વહી વડે દુનિયા અને આખિરતના વિષે એવી બાબતો બતલાવી છે કે તે બાબતો સામાન્ય માણસો બુધ્ધિ વડે કે ઈન્દ્રીયો વડે જાણી શકતા નથી; પરંતુ ગૈબની વાતો જાણવી અલ્લાહની જ સિફત છે, અને અલ્લાહની સિફતોમાં અન્યને ભાગીદાર માનવો કુફ્ર છે; એટલા માટે આલિમોએ અંબિયા (અલ.)ને પણ ગૈબના જાણકાર માનનારને કાફિર ઠેરવેલ છે.

**માન્યતા (૮૨):–** ગૈબની વાતો જાણવાનો દાવો કરનાર (ઈસ્લામી) રાજકિય રીતે પણ સઝાનો હકદાર છે.

**સ્પષ્ટિકરણ:–** જે લોકો જયોતિષ્શાસ્ત્ર, મેસમેરિઝમ, અદ્રશ્ય માનવીઓ મારફતે ગૈબ જાણવાનો દા'વો કરે છે અને તે વડે સામાન્ય પ્રજાના જાની–માલી, આર્થિક અને ઈમાનીય નુકસાનનું કારણ બને છે; એવા ફસાદીઓની બુરાઈને દૂર કરવા માટે વર્તમાન સરકારનો ફરીઝો બને છે કે તેઓને યોગ્ય સઝા આપે અને પબ્લીકના જાન, માલ અને શ્રધ્ધા (ઈમાન)ને તેઓના ફિત્નાથી બચાવે.

**માન્યતા (૮૩):–** એવો વઝીફો અને અમલ કરવો પણ કુફ્ર છે જેમાં

અલ્લાહના સિવાય અન્યથી મદદ માંગવામાં આવે.

**સ્પષ્ટિકરણ:–** અમુક અજ્ઞાની લોકો દુનિયાના લાભ માટે અભણ પીરો બલ્કે કાફિર સાધુઓ પાસેથી પણ એવા વઝીફા અને મંતર વિગેરે શીખીને પઢે છે જેમાં અલ્લાહના સિવાય બીજાથી મદદ માંગવામાં આવે છે એવા વઝીફાઓ પઢવા પણ કુફ્રનું કારણરૂપ છે.

**માન્યતા (૮૪):–** શરીઅતના કોઈ હુકમનો ઠઠ્ઠો કરવો અને મઝાક ઉડાવવી પણ કુફ્ર છે.

**સ્પષ્ટિકરણ:–** આજ કાલ મોર્ડન યુગવાળા પુરાતન દરેક બાબતની મઝાક ઉડાવે છે; તેઓમાં અમુક તો એટલી હદે વટી જાય છે કે શરીઅતના હુકમોની પણ મઝાક ઉડાવે છે, કોઈ અઝાનની મઝાક ઉડાવે છે અને કોઈ નમાઝ, રોઝાની મઝાક ઉડાવે છે, જયારે કે તે લોકોના આવા કૃત્યથી તેઓનું ઈમાન પણ ચાલી જાય છે; પરંતુ તેઓ તેની મહત્વતાને જાણતા નથી એટલે જ જરૂરી છે કે દરેક મુસલમાન પોતાના દિલમાં ઈસ્લામ અને ઈસ્લામના હુકમોની પ્રતિષ્ઠા અને મહાનતાને જરૂરી જાણે; ભલે તે શરીઅતનો હુકમ ફર્ઝ હોય કે વાજિબ હોય કે સુન્નત હોય !

**માન્યતા (૮૫):–** બીજાના કુફ્ર ઉપર રાજી અને ખુશ રહેવું પણ કુફ્ર છે.

**સ્પષ્ટિકરણ:–** પોતાના અથવા અન્યના કુફ્રના ઉપર રાજી અને ખુશ થવું પણ કુફ્ર છે; કારણ કે કુફ્રથી અલ્લાહ રાજી થતો નથી અને જે બાબત પર અલ્લાહ રાજી ન હોય તેના ઉપર રાજી રહેવું અલ્લાહની મરજીનો મુકાબલો કરવા સમાન અને અલ્લાહની મરજીના જુઠાડવા સમાન છે.

**માન્યતા (૮૬):–** બીજાઓને કુફ્રનો માર્ગ બતાવવો અને ઈસ્લામથી ફરી જવાની દોરવણી કરવી પણ કુફ્ર છે.

**સ્પષ્ટિકરણ:–** કોઈ દુન્યવી ફાયદાના પ્રાપ્ત કરવા માટે અથવા કોઈ પત્નીને પોતાના પતિથી અલગ કરવા માટે કાફિર થવાનો હીલો (ચાલ) બતાવવો કુફ્ર છે એવા હીલા ઉપર જો સામેવાળો અમલ ન કરે તો પણ હીલો બતાવનાર દરેક સંજોગોમાં કાફિર થઈ જાય છે.

**માન્યતા (૮૭):–** કોઈ હરામ કામના આરંભમાં બિસ્મિલ્લાહ બોલવું પણ કુફ્ર છે.

**સ્પષ્ટિકરણઃ**—વ્યભિચાર, શરાબખોરી વિગેરે સ્પષ્ટ હરામ બાબતો આચરતી વખતે બિસ્મિલ્લાહ પઢવી પણ કુફ્ર છે.

**માન્યતા (૮૮):**— કોઈ કામમાં પરવાનગી આપવાની જગ્યાએ બિસ્મિલ્લાહ બોલવું પણ કુફ્ર છે.

**સ્પષ્ટિકરણઃ**— ઘરમાં પ્રવેશનારને અથવા ખાવાનું શરૂ કરનારને ઈજાઝત આપવાની જગ્યાએ એમ કહેવું કે બિસ્મિલ્લાહ ! તો એમ બોલવાને પણ વધુ પડતા આલિમોએ કાફિર થઈ જવાના કારણોમાં ગણાવ્યું છે; જોકે તેના જાઈઝ હોવાનો અર્થ પણ બની શકે છે, પરંતુ એહતિયાતની રૂએ તેનાથી બચવું જોઈએ.

**માન્યતા (૮૯):**— પાકી પ્રાપ્ત કર્યા વિના અથવા કિબ્લાથી અન્ય દિશામાં નમાઝ પઢવી પણ કુફ્ર છે.

**સ્પષ્ટિકરણઃ**— વધુ પડતા આલિમોએ પાકી વિના નમાઝ પઢવાને અથવા જાણી બુઝીને કિબ્લાથી અન્ય દિશામાં નમાઝ પઢવાને કાફિર થઈ જવાના કારણોમાં જણાવેલ છે. સત્ય એ છે કે એવી વાત શરીઅતના મઝાક ઉડાવવાની દ્રષ્ટિએ ન હોય તો કાફિર થવાનું કારણ નથી પરંતુ એનાથી બચવું જોઈએ.

**માન્યતા (૯૦):**— કુફ્રની તમન્ના કરવી પણ કુફ્ર છે.

**સ્પષ્ટિકરણઃ**— કોઈ કાફિર સગાના મૃત્યુ ઉપર વારસાઈ મિલકત મેળવવા માટે અથવા કોઈ બિનમુસ્લિમ સુંદરી સાથે શાદી કરવા માટે અથવા કોઈ નવ મુસ્લિમને મહાન આર્થિક લાભ મળવાના સમયે અથવા બિનમુસ્લિમોને દુન્યવી નેઅ્‌મતોમાં જોઈને કોઈ મુસલમાન દિલમાં એવી તમન્ના કરે કે હાય ! હું અત્યારે મુસલમાન ન હોત બલ્કે બિનમુસ્લિમ હોત !જેથી આ લાભો મને પણ મળતે ! એ કુફ્રની તમન્ના કરવી પણ કુફ્ર છે.

**માન્યતા (૯૧):**— કાફિરોના સાથે સરખાપણું કુફ્ર છે.

**સ્પષ્ટિકરણઃ**— કોઈ શરીઅતની જરૂરત વિના કાફિરોના સાથે એવી શકલ અને પોશાકમાં મળતાપણું ગ્રહણ કરવું કે જે ખાસ કાફિરોનું પ્રતિક હોય તે પણ કુફ્ર છે, દાખલા તરીકે કાફિરોની ખાસ ટોપી અથવા જનોઈ પહેરવી; અથવા યહૂદી અને નસરાની સાથે તેઓની શકલ,

સૂરત અને જીવનની કોઈ બાબતમાં સમાનતા પણું ગ્રહણ કરવા તેવી બાબત ઈખ્તિયાર કરવી.

**માન્યતા (૯૨):–** કાફિરોની મજલિસોમાં ભાગ લેવાની હેતુથી તેઓ જેવી શકલ બનાવવી પણ કુફ્ર છે.

**સ્પષ્ટિકરણઃ–** જો કોઈ જગ્યાએ બિનમુસ્લિમોએ નાચ–ગાનની મજલિસ ગોઠવી હોય અને કોઈ મુસલમાન તેઓની પાર્ટીમાં ઉપસ્થિત થવા માટે તેઓના જેવી શકલ અને પોશાક ગ્રહણ કરે અથવા એવું કરવાનો પુખ્ત ઈરાદો કરે તો એનાથી તે કાફિર થઈ જાય છે.

**માન્યતા (૯૩):–** બિનમુસ્લિમોના ધાર્મિક તહેવારોમાં ભાગ લેવો અથવા બિનમુસ્લિમોને ખુશ કરવા તેઓના તહેવારોમાં ભેટ મોકલવી અથવા તે દિવસની પ્રતિષ્ઠા માટે પોતાના ઘેર વપરાશ માટે મોંઘી વસ્તુઓ ખરીદવી અથવા ઉસ્તાદ (શિક્ષક) તલ્બા (વિદ્યાર્થીઓ) પાસેથી ઈનઆમ માંગવું પણ કુફ્ર છે.

**માન્યતા (૯૪):–** કુફ્ર અને ગુનાહના સમયે તકદીરનો વાંક કાઢવો અતિદુષ્ટ ગુનોહ છે.

**સ્પષ્ટિકરણઃ–** કુફ્ર અને ગુનાહના સમયે તકદીરનો આસરો લેવો તેમાં કુફ્રનો ભય છે, કારણ કે તેનાથી શરીઅતના દરેક હુકમોને વ્યર્થ અને બેકાર સાબિત કરવાનું પુરવાર થાય છે. માણસે દરેક કાર્ય કરતી વખતે માત્ર શરીઅતના હુકમોની પાબંદીનો ખ્યાલ રાખવો જોઈએ, હાં; ગુનાહિત કાર્ય થઈ ગયા પછી તેને તકદીરના લેખ સમજીને વિચાર કરવો જોઈએ કે કાર્ય શરીયતના હુકમોના વિરૂધ્ધ છે તો પોતાના ગુનાહિતકાર્ય ઉપર પસ્તાવો કરીને અલ્લાહથી તૌબા અને ઈસ્તિગફાર કરવો જોઈએ અને જો શરીઅતના મુતાબિક હોય તો અલ્લાહનો શુક્ર અદા કરવો જોઈએ.

**માન્યતા (૯૫):–** હરામ માલની ખૈરાત કરીને ષવાબની આશા રાખવી કુફ્ર છે.

**સ્પષ્ટિકરણઃ–** જો કોઈ માણસ ફકીર–ગરીબને હરામ માલ ખૈરાત–સદકામા આપે અને દેનાર તથા લેનાર બંને જાણતા હોય કે આ માલ હરામ છે તેવી પરિસ્થિતીમાં જો ફકીરે બદલો અને ષવાબ મળવાની દુઆ આપી અને દેનારે દુઆ આપનારની દુઆ પછી કબૂલ

થવાની આશાએ "આમીન" કહયું તો આલિમોએ બંને ઉપર કુફ્રનો ફતવો લગાવ્યો છે અને ગુનેહગાર હોવામાં તો શંકા નથી જેથી એ કુત્યથી પણ બચવું વાજિબ છે.

**માન્યતા (૯૬):–** ઈસ્લામી મઝહબ સિવાયના મઝહબની જુઠી કસમ ખાવી કુફ્ર છે.

**સ્પષ્ટિકરણ:–** કોઈ માણસ એમ કસમ ખાઈ કે જો હું આ કૃત્ય કરૂં તો યહૂદી, નસરાની અથવા હિંદુ થઈ જાઉ; જયારે કે તે જાણે છે કે તેણે તે કૃત્ય કર્યુ છે તો વધુ પડતા આલિમોએ એવી કસમ ખાનાર ઉપર કાફિર થઈ જવાનો ફતવો લગાવ્યો છે; જેથી એહતિયાતની રૂએ એનાથી પણ તૌબા કરીને નવેસરથી કલિમો પઢવો જોઈએ.

**માન્યતા (૯૭):–** કયામત અને તેના બનાવોમાંથી કોઈ બનાવનો ઈન્કાર કરવો કુફ્ર છે.

**સ્પષ્ટિકરણ:–** કુર્આન શરીફ અને સહીહ હદીષોમાં કયામત અને તેમાં ઘટનાર જેટલા બનાવોનું વર્ણન કરવામાં આવ્યું છે તે સર્વે યકીની (નિશ્ચિત) છે, તેમાંથી કોઈ ઘટનાને નકારવી કુફ્ર છે.

**માન્યતા (૯૮):–** કુફ્ર સુધી પહોંચાડનાર કારણોમાંથી કોઈ કારણના લઈને કોઈ મુસલમાન ઉપર કુફ્રનો ફતવો લગાવવામાં એહતિયાત કરવો જોઈએ.

**સ્પષ્ટિકરણ:–** કોઈ માણસમા ઉપરોકત કાફિર થઈ જવાના લખેલા કારણો અથવા તેમાંથી કોઈ એક કારણ અસ્તિત્વમાં હોય પરંતુ તે છતાં મો'મિન હોવાનું કોઈ એક કારણ પણ તેમાં મોજૂદ હોય તો તેના ઉપર કુફ્રનો ફતવો લગાવવામાં એહતિયાત કરવો જોઈએ, અને મુફતીએ તેના ઉપર કુફ્રનો ફતવો લગાવવામાં ઉતાવળ કરવી ન જોઈએ; પરંતુ જે માણસમાં કાફિર થઈ જવાના કારણો મોજૂદ હોય અને તેના લઈ અલ્લાહની નઝરમાં તે કાફિર પુરવાર થઈ જાય તો તે કાફિર જ ગણાશે; અને કોઈ મુફતીના કાફિર ન હોવાનો ફતવો આપવાથી વાસ્તવિકમાં તે કુફ્રથી નીકળશે નહિં. જેથી એવા લોકો કે જેઓમાં કાફિર થઈ જવાના કારણોમાંથી કોઈ કારણ મોજૂદ હોય તે છતાં જો મુફતી કાફિર હોવાનો ફતવો ન પણ આપે તો પણ એહતિયાત એ છે કે

અલ્લાહનો ડર રાખીને પોતાના તરફથી તૌબા અને ઈસ્તિગાફાર અને નવેસરથી ઈમાન કબૂલ કરવું જોઈએ.

**માન્યતા (૯૯):–** દરેક મુસલમાને એ ખ્યાલ રાખવો જોઈએ કે તે સર્વે ઈસ્લામી ફિરકાઓની નઝરમાં મુસલમાન બનેલો રહે.

**સ્પષ્ટિકરણ:–** દરેક મુસલમાને પોતાના ઈમાન વિષે એવી કોશિષ કરવી જાઈએ કે હું સર્વે ઈસ્લામી ફિર્કાઓની નઝરમાં સર્વાનુમતે મુસલમાન બનેલો રહું; તેની સરળ તરકીબ એ છે કે દરેક મૌખિક અને શારિરીક બદીઓથી બચેલો રહે અને દરેક નાના મોટા ગુનાહોથી દરેક સમયે તૌબા કરતો રહે અને કલિમએ "રદ્દે કુફ્ર" પઢતો રહે અને પોતાના ઈમાનને તાજુ કરતો રહે.

**માન્યતા (૧૦૦):–** દરેક મુસલમાને શિર્કે ખફી અને કુફ્રે ખફીથી બચીને કલિમએ "રદ્દે કુફ્ર" પઢતા રહેવું જોઈએ.

**સ્પષ્ટિકરણ:–** ઘણા મુસલમાનો એવા હોય છે કે ઈસ્લામી કુટુંબ અને ઈસ્લામી માહોલમાં કેળવણી મેળવવાના કારણે પોતાને મુસલમાન ગણે છે; જો કે ઈસ્લામી તા'લીમની જાણકારી ન હોવાના લઈને તેઓ શિર્ક અને કુફ્રે જલીથી તો બચેલા રહે છે પરંતુ એહતિયાત ન હોવાના કારણે તેઓના અમુક કથનો અથવા કાર્યો અથવા માન્યતાને લઈ કુફ્રે ખફી આચરી બેસે છે અને તેઓને ખબર સુંધ્ધા હોતી નથી; હવે જો એવી હાલતમાં તૌબા વિના જો તેઓનું મૃત્યુ થઈ જાય તો દુનિયાથી કુફ્રની હાલતમાં વિદાયગી થાય; જેથી દરેક મુસલમાન માટે જરૂરી છે કે એહતિયાતની રૂએ ઈમાન તાઝુ કરતો રહે, કલિમએ "રદ્દે કુફ્ર" હંમેશા પઢતો રહે.

**માન્યતા (૧૦૧):–** મુસલમાન ભલે ગમે તેટલો ગુનેહગાર હોય અને તૌબા વિના મૃત્યુ પામે પણ દોઝખમાં કાયમ રહેશે નહિં.

**સ્પષ્ટિકરણ:–** અમે એહલે સુન્નત વલ જમાઅત કોઈ મુસલમાનને ગુનાહે કબીરા કરવાના કારણે ઈસ્લામથી બહાર માનતા નથી અને કુફ્રમાં દાખલ કરતા નથી અને કાયમનો જહન્નમી ઠેરવતા નથી; બલ્કે તેના માટે પણ એ ઉમ્મીદ રાખીયે છીએ કે જો અલ્લાહ ઈચ્છે તો અઝાબ આપ્યા વિના માફ કરી આપે અથવા જયાં સુધી ઈચ્છે ત્યાં સુધી

અલ્લાહ દોઝખમાં અઝાબ આપે અને પછી દોઝખથી કાઢી જન્નતમાં દાખલ કરી આપે, કારણ કે દોઝખનો કાયમી અઝાબ માત્ર કાફિરો માટે જ છે.

**ફાયદો:–** "ગુનાહે કબીરા" કોને કહેવાય ? તેની વ્યાખ્યામાં આલિમોનો મતભેદ છે અમુક આલિમોનું કહેવું છે કે તે સાત છે; જેમકે મુસ્લિમ શરીફની રિવાયતમાં આવ્યું છે કે :

**"ઈજતનીબૂ સ્સબ્અલ મુબિકાતિ"**

**અર્થાત :–** (નીચે જણાવેલ) સાત વિનાશક બાબતોથી બચતા રહેશો :

(૧) શિર્ક
(૨) જાદૂ
(૩) પ્રતિષ્ઠિત જીવને કતલ કરવો
(૪) યતીમનો માલ ખાવો
(૫) વ્યાજ લેવું
(૬) લડાઈના રણમાંથી ભાગી નીકળવું
(૭) પવિત્ર સ્ત્રીઓ ઉપર ઝિનાની તોહમત લગાવવી

બીજી રિવાયતમાં ઉપરોકત બાબતો સાથે બીજી ચાર બાબતોનો વધારો કરવામાં આવ્યો છે :

(૮) જુઠુ બોલવું
(૯) જુઠી ગવાહી આપવી
(૧૦) ઘમંડ કરવો
(૧૧) મા–બાપની નાફરમાની કરવી

જેથી આ રિવાયતને નઝર સમક્ષ રાખી અમુક આલિમોએ ગુનાહે કબીરહની સંખ્યા અગિયાર ગણાવી છે; બલ્કે એક રિવાયતમાં સાતસો ગણાવેલ છે.

અમુક આલિમોનું કહેવું છે કે જે ગુનાહ વિષે અલ્લાહ અને તેના રસૂલ તરફથી અઝાબ અને ધમકીનું વર્ણન આવેલ છે તે ગુનાહે કબીરહ કહેવાય, નહિં તો ગુનાહે સગીરહ.

અમુકનું મંતવ્ય છે કે કોઈ પણ ગુનાહ કાયમ કરતા રહેવાથી તે ગુનાહે કબીરહ બની જાય છે અને દરેક ગુનાહ તૌબા અને પસ્તાવો કરવાથી સગીરહ બની જાય છે.

અમુકનું કહેવું છે કે કબીરહ અને સગીરહ નિસબત કરવાથી ગણાય છે એટલે સૌથી મોટો ગુનોહ કુફ્ર અને શિર્ક છે અને તેના નીચે દરેક બે ગુનાહોમાંથી ઉપરવાળો ગુનાહ કબીરહ છે અને નીચેવાળો ગુનોહ સગીરહ છે.

## બોધદાયક વાત

એક સાવચેત મુસલમાનની હાલત એ હોવી જોઈએ કે કોઈ નેકીને નાની સમઝીને છોડે નહિં; અને કોઈ ગુનાહને નાનો સમઝી તેને કરી ન બેસે, બલ્કે તેણે દરેક નાની મોટી નેકી કરવી જોઈએ અને દરેક નાના મોટા ગુનાહથી તેણે બચવું જોઈએ અને દરેક સમયે તૌબા, ઈસ્તિગફાર તથા કલિમએ રદ્દે કુફ્ર પઢતા રહેવું જોઈએ.

તૌબા, ઈસ્તિગફાર અને રદ્દે કુફ્રનો કલિમહ નીચે લખવામાં આવે છે, તે શબ્દોને માત્ર મૌખિકરીતે જ બોલવામાં ન આવે બલ્કે તેના શબ્દોના મુતાબિક પોતાની હાલતમાં ખરેખર તબ્દીલી લાવવાનું નામ તૌબા ઈસ્તિગફાર છે.

## ઈસ્તિગફાર

**અસ્તગફિરૂલ્લાહ રબ્બી મિન કુલ્લિ ઝન્બિન વ અતૂબુ ઈલયહિ**

**અર્થાતઃ–** હું અલ્લાહથી જે મારો પાલનહાર છે, મારા ગતગુનાહોની માફી માંગુ છું અને હવે પછી દરેક ગુનાહથી બચવાનું વચન આપુ છું અને મારા પરવરદિગારની તાબેદારી તરફ પાછો આવું છું.

## કલિમએ રદ્દે કુફ્ર

અલ્લાહુમ્મ ઈન્ની અઉઝુ બિક મિન અન ઉશ્રિક બિક શયઅન વ અના આઅલમુ બિહિ વ અસ્તગફિરુક લિમા લા અઅ્લમુ બિહિ તુબ્તુ અન્હુ વ તબર્રઅતુ મિનલ કુફરિ વ શ્શિર્કિ વલ કિઝબિ વલ ગીબતિ વલ બિદઅતિ વ ન્નમીમતિ વલ ફવાહિશિ વલ બુહતાનિ વલ મઆસી કુલ્લિહા વ અસ્લમ્તુ વ અકૂલુ લાઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુર્રસૂલુલ્લાહ.

**અર્થાત :–** અય અલ્લાહ ! હું તારી પનાહ માંગુ છું એ બાબતથી કે જાણી જોઈને તારી વ્યકિત અને તારા વિશેષણમાં કોઈને ભાગીદાર ગણું;

અને તારી રક્ષણ (હિફાઝત) માંગુ છું એ વાતથી કે અંજાણતામાં મારાથી તારાથી ઝાત વિષે કોઈ શિર્ક ખફી થઈ જાય. મારા પાછલા જીવનમાં જે ગુનાહો થયા તેનાથી હું માફી ચાહુ છું; અને હવે પછી દરેક નાના મોટા ગુનાહ ખાસ કરીને કુફ્ર, શિર્ક, જુઠ, ગીબત, બિદ્અત, ચાળી ચુગલી, અપશબ્દો બોલવા, તોહમત લગાવવી અને એના જેવા અન્ય મોટા ગુનાહોથી વિશેષત બચવાની તૌફીક તારાથી માંગુ છું. અને અંતે મૌખિક તથા હાલની રૂએ ઈમાન તાઝુ કરતાં એકરાર કરૂ છું કે અલ્લાહના સિવાય કોઈ બીજો ઈબાદત (બંદગી)ના લાયક નથી અને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) અલ્લાહના પયગમ્બર છે.

(ત્રીજા દરજાના વિદ્યાર્થીઓ માટે)

# મુઈનુલ અકાઈદ

(ભાગ –૩)

## મનુષ્યની ધર્મ જીજ્ઞાસા

**દરેક બુદ્ધિશાળી માણસ જયારે પુખ્તવયનો થાય છે ત્યારે પ્રાકૃતિક રીતે તેના દિલમાં નીચેના સવાલો ઉપસ્થિત થાય છે :**

☆મારૂ અને સઘળી સૃષ્ટિનું આથી અગાઉ અસ્તિત્વ ન હતુ અને ભવિષ્યમાં પણ કાયમી અસ્તિત્વ રહેવાનું નથી, આપણો અને સર્વે સૃષ્ટિનો અવર જવરનો સિલસિલો દુનિયામાં કયારથી ચાલે છે ? અને કયાં સુધી ચાલુ રહેશે ?

☆વળી આપણું જીવન દરેક સમયે ક્રાંન્તિકારી કેફિયતના સાથે પસાર થઈ રહયું છે; કયારેક બચપણ છે, કયારેક જવાની, તો કયારેક ઘડપણ, કયારેક ગરીબાઈ તો કયારેક માલદારી, કયારેક તંદુરસ્તી તો કયારેક બીમારી, કયારેક શાદી અને ખુશી છે તો કયારેક ગમી, સારાંશ કે જીવન શું છે ? એક નાનકડી નાવડી છે જે ક્રાન્તિકારી બનાવોના મોજાઓ વચ્ચેથી પસાર થઈ વહી રહેલ છે; હવે વિચાર કરવા લાયક સવાલ એ છે કે અંતે આ કયા કિનારાથી આવેલ છે ? અને કયા કિનારા તરફ જઈ રહેલ છે ?

☆વળી આ પરિવર્તનોથી ન તો માનવી સુરક્ષિત છે ન કોઈ જાનદાર ! અને નતો વૃક્ષો એનાથી સુરક્ષિત છે કે પછી પથ્થરો, તો પછી આ અસ્તિત્વ અને નષ્ટ કરવાનો અને આ પરિવર્તનોનો માલિક અને સર્જક કોણ છે? એના માટે કારણરૂપ કોણ છે ? અને આ સૃષ્ટિમાં પરિવર્તન કઈ કુદરતના હાથ વડે થઈ રહેલ છે ?

☆ આપણે કયાંથી આવ્યા ? અને કેમ આવ્યા ? અને અંતે કયાં જઈશું ? આપણી સફળતા અને લાભ માટે આપણે કેવી રીતે જીવન પસાર કરવું જોઈએ ? અમે આપણા અને અન્ય સૃષ્ટિ માટે કયા પ્રકારનો દ્રષ્ટિકોણ રાખીએ ? આપણાં કાર્યો અને કથનો માટે કોને મધ્યબિંદુ બનાવીએ ?

આ પ્રકારના અને એનાથી વિપરિત અસંખ્ય સવાલો દરેક બુધ્ધિશાળી પોતાની ઉમર પુખ્તવયની થતાંની સાથે અને બાહોશ થતાંની સાથે પોતાના દિલમાં અનુભવે છે; અને ત્યાર પછી દરેક માણસ પોતાની સમઝ અને લાયકાત મુજબ તેના જવાબોનો એક નકશો પોતાના દિમાગમાં તૈયાર કરે છે તે જ નકશા મુજબ તેના કથનો, કાર્યો અને ખુલાસો એ કે તેના સર્વત્ર જીવનનો આધાર હોય છે. અને જયારે એક પ્રકારના વિચારો ધરાવતા અને એક જ નકશા મુજબ જીવન પસાર કરનાર એકત્રિત થઈ જાય છે તેનાથી પ્રજા અને એક ધર્મની બુનિયાદ પડે છે, અને એવી રીતે એક વિચારસણી ધરાવતી દુનિયાની વિવિધ પ્રજાઓ અને ધર્મો તૈયાર થાય છે.

હવે પછીં અમે ઉપરોકત સવાલોના તે જવાબો રજુ કરીશું જેના ઉપર ઈસ્લામ ધર્મની બુનિયાદ પડી છે; અને તેના પ્રકાશમાં એક મુસલમાનનું પુરૂ જીવન અને તેના જીવનનો દરેક અમલ અસ્તિત્વમાં આવે છે અને વધે છે ભલે તેનું જીવન વ્યકિતગત હોય કે સામુહિક હોય, અથવા સંસ્કારિક હોય કે રાજકિય હોય.

એ જવાબો માનવસર્જિત નથી બલ્કે એ જવાબો તે વ્યકિતના જ બતાવેલ છે જેણે આ સૃષ્ટિનું અને સૃષ્ટિના વિષે ઉપરોકત સવાલોનું સર્જન કર્યુ, અને જેને દરેક વસ્તુના સારા અને નઠારા, નફા અને નુકશાનનું ખરૂં જ્ઞાન છે. તે એવું જ્ઞાન ધરાવે છે કે તેના ઈલ્મથી કોઈ વસ્તુ અને કોઈ

વસ્તુની નાનામાં નાની કેફિયત પણ અંજાણ નથી.

## માનવી પ્રાકૃતિક રીતે અલ્લાહને માનનાર છે

માનવજગતના પિતા હઝરત આદમ (અલ.)થી લઈ આજ સુધી જેટલા નબીઓ અને માર્ગદર્શકો આવ્યા તેઓ સર્વે સામાન્ય માનવીઓને એજ માર્ગદર્શન અને તા'લીમ આપતા આવ્યા છે કે આ સૃષ્ટિનો સર્જક અને પાલનહાર માત્ર અલ્લાહ જ છે, સૃષ્ટિનો એક અંશ પણ તેના આદેશ અને હુકમ વિના અસ્તિત્વમાં આવી શકતો નથી, અને હલનચલન કરી શકતો નથી; અને માનવીનો છુટકારો માત્ર તેની ઈબાદત અને બંદગી કરવા પર આધારિત છે; પરંતુ થોડી વાર માટે એ બધી બાબતો વિસરી જઈ માનવબુધ્ધિ અને પ્રાકૃતિ ઉપર વિચાર વિમર્શ કરીએ તો આપણને સ્પષ્ટ જણાય છે કે કોઈ પણ માનવી ભલે તે ગમે તે ધર્મને અનુસરતો હોય પરંતુ જયારે તે કોઈ આફત અને સંકટમાં એ રીતે સપડાય જાય કે તેનાથી છુટકારાનો કોઈ માર્ગ અને સાધન જ ન હોય ત્યારે ફકીરો, બુઝૂર્ગો અને કબરો તરફ ધ્યાન કેન્દ્રિત કરે છે અને કોઈ રહસ્યમય શકિતના ઉપયોગ માટે તા'વીજ, પલીતા, ધાગા–દોરા કરાવવા લાગે છે; જેનાથી સ્પષ્ટ જણાય છે કે તે આ સૃષ્ટિમાં કોઈ અદ્રશ્ય ક્રાંન્તિકારી શકિતના અસ્તિત્વને માને છે કે જો તે પ્રસન્ન થઈ જાય અને તેની ખૂશી પ્રાપ્ત થઈ જાય તો સઘળી મુશ્કેલીઓને તે દૂર કરી રાહત અને આરામ પહોંચાડી શકે છે; તે જ અજોડ સર્જક, પાલનહાર, અને પરિવર્તન કરનાર વ્યકિતનું નામ ઈસ્લામની પરિભાષામાં ''અલ્લાહ'' છે; જેને દરેક ધર્મવાળા પોતાની વિવિધ ભાષાઓમાં જુદા જુદા નામો વડે પુકારે છે, અને સર્વે પોતાની ખાસ રીતે તેની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે ખરા–ખોટા માર્ગ વડે તેની ઈબાદત અને બંદગી કરે છે.

## માનવી પોતે મૂકિતનો માર્ગ શોધી શકતો નથી

માનવજગતના સર્વે બુધ્ધિજીવીઓ આ વાત પર સંમત છે કે માનવી અને સર્વે સૃષ્ટિનો સર્જક અને પાલનહાર તથા પરિવર્તન કરનાર માત્ર તે જ અજોડ શકિત છે જેને મુસલમાનો ''અલ્લાહ'' અને ''ખુદા'' કહે છે, અને એ વાત પર પણ સંમતિ છે કે ઈન્સાનના છુટકારા અને સફળતાનો આધાર તેની

ખુશી ઉપર છે અને એ પ્રસન્નતા ત્યારે જ પ્રાપ્ત કરી શકાય છે જયારે તેની તા'બેદારી કરવામાં આવે, અને તાબેદારી અને બંદગી ત્યાં સુધી કરી શકાય એમ નથી જયાં સુધી તેના આદેશો અને ફરમાનો જાણી લેવામાં ન આવે, હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે તેની પ્રસન્નતાની જાણ કેવી રીતે થાય ? અને તેના તે આદેશો અને હુકમો કેવી રીતે જાણી શકાય જેના ઉપર અમલ કરવાથી તે ખુશ થાય છે ?

આ સવાલનો જવાબ માનવબુધ્ધિ આપી શકતી નથી; તે વિષે માનવજગતે પોતાની સમઝ મુજબ અને વાતાવરણથી પ્રભાવિત થઈ જે જે બુધ્ધિ વિરૂધ્ધ રીતો અપનાવી છે, અને બુધ્ધિ વિરૂધ હોવાના સાથે સાથે એક બીજા સાથે એટલી વિરૂધાભાષા ધરાવે છે કે તેને પ્રતિષ્ઠિત અને મહાન પાલનહાર તથા સર્જકના આદેશ હોવાનો આપણે ખ્યાલ પણ કરી શકતા નથી અને તેની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનું કારણ પણ માની શકાય તેમ નથી જેથી તેની બંદગી અને ઈબાદતનો ખરો અને ભરોષાપાત્ર માર્ગ તે જ થઈ શકે છે જે સૃષ્ટિના સર્જકે પોતે નકકી કર્યો છે અને જેને ઈલાહી માર્ગદર્શનો, ઈસ્લામી શરીયત, અને ઈસ્લામી માર્ગદર્શનના નામોથી ઓળખીએ છીએ.

# ઈસ્લામ જ માનવજીવનનો સંપુર્ણ માર્ગદર્શક છે

## ઈસ્લામી માર્ગદર્શનો શું છે ?

એ માનવીઓની માન્યતા, કથનો, કાર્યો બલ્કે સર્વત્ર માનવીઓના હરવા ફરવા, ઉઠવા બેસવા અને સઘળી દીની અને દુન્યવી જરૂરતોના વિષે જગતભરની એવી દોરવણીઓ અને માર્ગદર્શનનો સર્વગ્રાહી સંગ્રહ છે કે સર્વે માનવ વિચારસરણીઓને ઈલાહી કાનૂનના તાબા હેઠળ કરી આપે છે, જેની તાબેદારી અને અવગણના કરવા પર જ માનવજગતની નેકી અને બદી, તાબેદારી અને નાફરમાનીનો આધાર છે, અને તે કાનૂનો કયામત સુધી માનવીઓની સર્વ જરૂરતો માટે સંપુર્ણ અને જગતવ્યાપી કાનૂન છે.

# શરીઅતના દ્રષ્ટિકોણની રૂએ માનવીઓના પ્રકાર

પૃથ્વીના પટ ઉપર જેટલા માનવીઓ આવ્યા છે અને આવશે, તેઓ વિભિન્ન રંગ, જાતિ, કૂળ ધર્મના હોવા છતાં અને ધાર્મિક તથા સંસ્કૃતિ રસમ રિવાજમાં અલગ અલગ હોવા છતાં ઈસ્લામી શરીઅતની દ્રષ્ટિએ

માનવીઓના બે જ પ્રકાર છે :

(૧) જેઓ ઈલાહી કાનૂન (ઈસ્લામી માર્ગદર્શન)ને અંતઃકરણથી સ્વીકારે છે અને તેના માર્ગદર્શન મુજબ ચાલે છે, તે લોકોને મુસલમાન, મોઅ્મિન અને અલ્લાહની જમાઅત કહેવાય છે; એ લોકો પોતાના સર્જનહારના સાચા બંદાઓ અને તેની પ્રસન્નતાના સાચા હકદાર છે.

(૨) જે લોકો ઈલાહી કાનૂનને માનતા નથી, તેના માર્ગદર્શન ઉપર ચાલતા નથી તે લોકોને બિનમુસ્લિમ, કાફિર, અને શૈતાનોની જમા'ત કહેવાય છે; અને તેઓ પોતાના માલિકના એવા નાફરમાન બંદાઓ છે કે તેના ગુસ્સા અને સઝાના હકદાર છે.

## ઈલાહી તા'બેદારી માટે ઈસ્લામી તા'લીમની જાણકારી જરૂરી છે

ઉપરોકત વિગતથી સ્પષ્ટ થઈ ગયું કે માનવી માટે પોતાની સફળતા અને અલ્લાહની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે માત્ર એક જ માર્ગ છે, અને તે એ છે કે અલ્લાહની તા'બેદારી અને બંદગી કરવામાં જ પોતાનું જીવન પસાર કરી આપે; અને સ્પષ્ટ છે કે કોઈની તા'બેદારી ત્યારે જ થઈ શકે છે જયારે તેના આદેશો અને હુકમોની સંપુર્ણ જાણકારી થઈ જાય એટલા માટે દરેક માણસે પોતાની સફળતા અને અલ્લાહની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે સર્વ પ્રથમ શરીઅતના હુકમો જાણી લેવા જોઈએ, જેથી તે માર્ગદર્શનો અને આદેશો મુજબ પોતાના જીવનમાં કાર્યપધ્ધતિ અને પોગ્રામ બનાવીને પોતાના સર્જનહારની અને માલિકની તા'બેદારી અને બંદગી કરી શકે.

## ઈસ્લામી તા'લીમના પ્રકાર

ઈસ્લામી તા'લીમના બે પ્રકાર છે :

(૧)તે ઈસ્લામી કાનૂનો જેનો સંબધ માનવીની માન્યતાઓ અને દ્રષ્ટિકોણ સાથે છે તે ઈલ્મને "ઈલ્મે અકાઈદ" (માન્યતાઓ), "ઈલ્મે ઉસૂલ" અથવા "ઈલ્મે કલામ" કહે છે.

(૨)તે ઈલાહી કાનૂનો જેનો સંબધ માનવીના કથનો અને કાર્યો સાથે છે તે ઈલ્મને "ઈલ્મે ફુરૂઅ" અથવા "ઈલ્મે શરાઈઅ્ વ અહકામ" (અર્થાત ધર્મનું જ્ઞાન અને તેના કાનૂન) કહે છે.

મજકૂર બંને ઈલ્મોના અનેક વિભાગો અને દરેક વિભાગના અનેક

પ્રકરણો છે અને દરેક પ્રકરણની વિગત બયાન કરવા માટે અસંખ્ય નાની મોટી કિતાબો (પુસ્તકો) છે જેનાથી ઈસ્લામી તા'લીમ વિષેનો એટલો મહાન ભંડોર તૈયાર થઈ ગયો છે કે દુનિયાની કોઈ પણ પ્રજા અને કોઈ પણ ધર્મવાળા તેનો દાખલો રજૂ કરી શકતા નથી.

## માન્યતા અને ધર્મજ્ઞાનના સંપાદનની આવશ્યકતા

વર્તમાન યુગમાં ધર્મજ્ઞાનના મહાન ભંડોર ઉપર દ્રષ્ટિપાત કરતાં દિલમાં એ સવાલ ઉપસ્થિત થાય છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના પવિત્ર યુગમાં જયારે કુર્આન શરીફ સિવાય કોઈ બીજી ઈસ્લામી કિતાબનુ અસ્તિત્વ ન હતું; તે સમયે મુસલમાનો (સહાબા) દીની અને દુન્યવી રૂએ વર્તમાન યુગના મુસલમાનો કરતાં બહું સારી હાલતમાં જીવન પસાર કરી ચુકયા છે તો પછી અત્યારે આ ઈલ્મના મહાન ભંડોરના સંપાદનની શુ જરૂરત છે ?

આ પ્રશ્નનો જવાબ એ છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સોહબતની બરકતથી સહાબાના દિલ એટલા પ્રકાશિત થઈ ગયા હતા કે બિનઈસ્લામી વાતાવરણથી તેઓ બિલકુલ સુરક્ષિત થઈ ગયા હતા અને માનવી જરૂરતના લઈ કોઈ પ્રશ્ન પૂછવાની જરૂરત પડતી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને પ્રશ્ન કરી લેતા હતા અને મૌખિક જવાબ મેળવી સંતોષ પ્રાપ્ત કરી શકતા હતા; જેથી તેઓને શરીઅતના જ્ઞાનની  સંપાદનની જરૂરત પડી નહિં અને શીખવા–શીખવવાની પણ જરૂરત પડી નહિં, પરંતુ તાબેઈન અને તેઓના પાછલા યુગમાં જયારે ઈસ્લામનું વર્તુળ વધી ગયું અને અરબોથી આગળ વધીને બિનઅરબ લોકો ઈસ્લામમાં દાખલ થયા અને ઈસ્લામના ખલીફા અને ઈમામોના વિરૂધ્ધ ફિત્નાઓ ઉપસ્થિત થયા અને ધીમે ધીમે તે ફિત્નાઓએ વિવિધ પ્રકારના ફિર્કાઓનું સ્વરૂપ ધારણ કર્યું અને તેના જ અનુસંધાનમાં જબ્રિય્યહ, કદ્રિય્યહ, રવાફિઝ, ખવારિજ નામી ફિર્કાઓ અસ્તિત્વમાં આવ્યા અને પછી તે ફિર્કાઓના પણ અનેક ભાગો પડયા અને દરેક ભાગમાં પણ અનેક જમાઅતનું અસ્તિત્વ થયું અને દરેક જમાઅતે એક પોતાની આગવી વિચારસણી રજુ કરી, બલ્કે એનાથી વધીને કહીએ કે તેમાંથી દરેક જમાઅતે

પોતાના ઉસૂલો, સિંધ્ધાત્તો નકકી કર્યા, તેને બૌધ્ધિક અને કુર્આન તથા હદીષની દલીલો વડે મજબૂત કર્યા અને ઈસ્લામને તેમાં જ મર્યાદિત કરી દીધો, અને માત્ર તેને સાચી ઈસ્લામી તા'લીમ સમઝીને અલ્લાહ અને તેના રસૂલના ફરમાનમાં જે વાતો પોતે નકકી કરેલ ઉસૂલો, દ્રષ્ટિકોણોના વિરૂધ્ધ માલમ પડી તેનાથી બિલ્કુલ નીડર થઈ ખરી ખોટી દલીલો કરવા લાગ્યા અને ખોટું અર્થઘટન કર્યુ.

ત્યારે એવી પરિસ્થિતીમાં એ ગુમરાહ લોકોના નાસ્તિકતા ભર્યા વર્તાવથી એહલે હકકને એ ભય લાગ્યો કે જો અત્યારથી ઈસ્લામની સાચી તા'લીમનું સંપાદન કરીને તેઓની કમઝોર અને નબળી દલીલોના જવાબો તૈયાર કરવામાં નહિં આવશે તો આવતી પેઢીઓ માટે ઈસ્લામનો સત્ય માર્ગ જાણવો ઘણો કુશ્કેલ બની જશે; એ સિવાય ઈસ્લામે જયારે અરબસ્તાનની બહાર કદમ મુકયો અને બિનઅરબ લોકો, દેશો અને વિવિધ ધર્મ અને વિવિધ વિચારસર્ણી ધરાવતા માનવીઓ ઈસ્લામમાં દાખલ થયા અને બીજી બાજુ સમયની નવી જરૂરતોના કારણે નવા નવા બનાવો દિન પ્રતિદિન એટલા વધુ પ્રમાણમાં સામે આવવા લાગ્યા કે દરેક બનાવનો કોઈ હુકમ કુર્આન શરીફની આયતો અને હદીષો વડે સાબિત કરવાનું કામ એક સામાન્ય મુસલમાન માટે મુશ્કેલ થઈ ગયું.

આવી પરિસ્થિતીમાં મિલ્લતે ઈસ્લામિય્યહની ભલાઈ ઈચ્છનાર આલિમોએ અને ઈજતિહાદ કરનાર ઈમામોએ સૌથી વધુ મહત્વપૂર્ણ કામ પોતાના માટે એ નકકી કર્યુ કે ઈસ્લામી તા'લીમને અસલ રૂપમાં જમા કરી દેવામાં આવે; કે જેને પવિત્રરૂપમાં અલ્લાહે પોતાના નબી મા'રફતે આપણા સુધી પહોંચાડી છે; જેથી ઈસ્લામી તા'લીમ વર્તમાન યુગ અને ભવિષ્યના ફિત્નાઓથી સુરક્ષિત રહે.

જેથી તે બુઝુર્ગો અને પુર્વજ આલિમોએ ઘણી મેહનત કરીને તા'લીમી સફળતા નઝર સમક્ષ રાખીને ઈસ્લામી તા'લીમના અલગ અલગ વિભાગો બનાવ્યા અને દરેક વિભાગના ખાસ–ખાસ ઉસૂલો અને સિંધ્ધાત્તો નકકી કર્યા.

જેમકે કુર્આન શરીફના ઈલ્મ માટે તફસીર અને ઉસૂલે તફસીરની રીતો નકકી કરી, હદીષે નબવીને એક અલગ વિષય તરીકેની માન્યતા

આપીને તેના માટે અલગ ઉસૂલો નકકી કર્યા.

માનવીના કાર્યો, કથનો અને લેવડ–દેવડ સંબધ્ધિત ઈલ્મને "ઈલ્મે ફિકહ" તરીકે સંઘોધી તેના ઉસૂલો (સિંધ્ધાત્તો) અલગ રીતે નકકી કર્યા.

એવીજ રીતે માનવીના દ્રષ્ટિકોણ અને માન્યતા વિષે એક અલગ ઈલ્મ "ઉસૂલે અકાઈદ"ના નામે તૈયાર કર્યુ.

સારાંશ કે માનવીની માન્યતા, કાર્યો, કથનો, બલ્કે માનવીની દરેક હલન–ચલન વિષે ઈસ્લામી તા'લીમમાં જે જે માર્ગદર્શનો અને આદેશો આવ્યા હતા તે જ મુજબ એ પૂર્વજ આલિમોએ માનવ જીવનના દરેક વિભાગ વિષે એક એક વિષય અને દરેક વિષયના અલગ અલગ ઉસૂલો અને કાયદાઓનું સંપાદન કર્યુ, તે પછી સમય પસાર થતો ગયો અને તે જ ઉસૂલોને નઝર સમક્ષ રાખી દરેક યુગમાં ઉદ્‌ભવનાર નવા નવા બનાવોના હુકમો આલિમો બતાવતા રહયા અને વર્તમાન યુગની જરૂરતને સામે રાખી આલિમો નાની મોટી કિતાબો લખતા રહયા ; જેનાથી આજ દિન સુધી દુનિયાની લાયબ્રેરીઓ ભરપૂર છે; અને અલ્લાહના ફઝલથી પ્રતિદિન તેમાં વધારો જ થઈ રહયો છે, અને તેને પઢાવવા માટે દુનિયાના દરેક ખુણે ઈસ્લામી મદ્રસાઓ કાર્યરત છે અને કાયમ થઈ રહયા છે, એ મદ્રસાઓમાં મુસલમાનોના બાળકો ઈસ્લામી જ્ઞાન પ્રાપ્ત કરી પોતાની દીન–દુનિયાની સફળતા પ્રાપ્ત કરે છે, અને આવતી પેઢીઓ સુધી આ ઈલાહી અમાનત એટલે કે ઈસ્લામી તા'લીમને પહોંચાડવાની ફરજ બજાવી રહયા છે.

## શરીઅતના જ્ઞાનમાં માન્યતાની મહત્વતા

ઈસ્લામી શરીઅત મુજબ બલ્કે માનવાની દ્રષ્ટિએ અકાઈદ (માન્યતા)ના ઈલ્મ (જ્ઞાન) અને સંસ્કારને ઘણી જ મહત્વતા આપવામાં આવી છે; તેની મહત્વતા જોતાં અકાઈદના ઈલ્મને માનવજાતની દરેક હરકત તથા હલન ચલન માટે જો આધારભુત બનાવવામાં આવે તો અયોગ્ય નથી, કારણ કે માનવીના દરેક હલન ચલન અને આદતો (ટેવો)નો આધાર અકાઈદ (માન્યતા) અને સંસ્કાર ઉપર જ છે. બુધ્ધિ, શરીઅત, આચરણ, અને અનુભવ વડે પુરવાર થયેલ છે કે જે માણસના અકાઈદ અને સંસ્કાર સારા હોય છે તેની વાતચીત અને વર્તાવ તથા લેવડ–દેવડ પણ સારી હોય છે

અને જેના અકાઈદ અને વિચારસરણી ગંદી અને નાપાક હોય છે તેની વાતચીત અને કાર્યો પણ ગંદા અને શરમજનક હોય છે.

એ જ કારણ છે કે અત્યાર સુધી દુનિયામાં જેટલા નબીઓ અને માર્ગદર્શકો આવ્યા તેઓએ સર્વ પ્રથમ લોકો અને પ્રજાના અકાઈદ (માન્યતા) અને સંસ્કારની સુધારણા તરફ ધ્યાન આપ્યું અને તે પછી તેઓના કાર્યો અને અમલોથી સુધારણા તરફ ધ્યાન કેન્દ્રિત કર્યુ. સંપુર્ણ માર્ગદર્શક, અંત્તિમ નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સર્વ પ્રથમ દા'વત (પુકાર) તૌહીદ (એકાશ્વરવાદ), રિસાલત, સત્યતા અને સગાંઓ સાથે સંબધ જાળવી રાખવાની જ હતી તે પછી અમલની સુધારણાની ફિકર કરી, જે વિષે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હદીષમાં વર્ણન છે કે માનવ શરીરમાં દિલ જ એક એવો અંગ છે કે જેની સુધારણા ઉપર આખા શરીરની સુધારણાનો આધાર છે.

અને આ વાત માટે દલીલ રજૂ કરવાની પણ જરૂરત નથી કે દિલની સુધારણાની એક જ પધ્ધતિ છે અને તે એ કે અકાઈદના ઈલ્મ અને પવિત્ર સંસ્કારની તા'લીમ વડે દિલને નિર્મળ–પાક અને પ્રકાશિત કરવામાં આવે.

## પ્રાકૃતિક રીતે સર્વે ઈલ્મ ઉપર અકાઈદના ઈલ્મને પ્રાધાન્ય

જગતની દરેક પ્રજા અને માનવજગતની દરેક વ્યકિતના વિવિધ પ્રકારની કાર્યપધ્ધતી તથા વાણી, વિવિધ પ્રકારના પોશાકો અને રિવાજો, જાત જાતના સંસ્કારો વિગેરે ઉપર દ્રષ્ટિપાત કરીશું  તો સ્પષ્ટ રીતે જાણવા મળશે કે એ દરેક પ્રકારના મતભેદો માત્ર અકાઇદ અને વિચારસરણીના મતભેદોનું પરિણામ છે; એટલે કે તેઓએ આ રિવાજો, કાર્યો અને તેના કારણો અને પ્રાથમિક બાબતો વિષે સર્વપ્રથમ પોતાના દિમાગોમાં સારો ખ્યાલ અને સારી માન્યતા બેસાડી હતી, પછી ધીમે ધીમે તે માન્યતા એમની તબીયત અને પ્રાકૃતિ ઉપર અષર કરવા લાગી, અને તે ફિતરત તથા પ્રાકૃતિએ કુદરતી રીતે તે ઉપર અમલીકરણ કરવા મજબૂર કર્યા; જેથી દરેક માનવીએ અને મુસલમાને ખાસ કરીને સર્વ પ્રથમ ઈલ્મ પ્રાપ્ત કરતાં પહેલાં અકાઈદ અને સંસ્કારના ઈલ્મને પ્રાપ્ત કરવું જરૂરી છે જેથી એ સારા સંસ્કારો અને સારી માન્યતાઓ તેઓને સારા કાર્યો કરવા માટે પ્રાકૃતિક રીતે

પ્રેરિત કરે જેથી દુનિયામાં સારા સંસ્કાર સાથે જીવન પસાર કરી આખિરતમાં અલ્લાહની ખુશી અને ઈન્આમ પણ પ્રાપ્ત કરી શકે.

## આ કિતાબના સંપાદનની જરૂરત

ઉપરોકત વિગત મારફત જાણવા મળ્યું કે માનવીને પોતાની સફળતા અને કામયાબી માટે અકાઈદ અને સંસ્કારના ઈલ્મની કેટલી જરૂરત છે ? પરંતુ આપણાં પ્રચલિત તા'લીમી કોર્ષમાં આ વિષયની માત્ર બે કિતાબો (શર્હે અકાઈદ અને ખિયાલી) પઢાવવામાં આવે છે જેમાં ફલસફાની દલીલો હોવાના કારણે તલ્બા ધ્યાન જ નથી આપતા અથવા એ દલીલોને જ મહત્વતા આપીને તેના સવાલ–જવાબમાં વખત પુરો કરી આપે છે અને અકાઈદના વિષયથી વધુ પડતા તલ્બા અજાણ રહે છે.

ઉપરોકત જરૂરતને નઝર સમક્ષ રાખી તસ્હીલાતે મુઈનીના અનુસંધાનમાં આ કિતાબ લખવામાં આવી છે, જેના ગત બે ભાગોમાં વિષયને લગતા મસાઈલ આપ પઢી ચુકયા છો, હવે આ ત્રીજા ભાગમાં ઈમાને મુફસ્સલ વિષે જરૂરી બાબતોને ક્રમવાર લખવામાં આવશે.

ઈમાને મુફસ્સલ વિષેની જરૂરી બાબતો બીજા ભાગમાં અલગ અલગ તમે વાંચી ચુકયા છો, અહિંયા તે જ વાતો થોડા વધારા સાથે લખવામાં આવે છે જેથી તમે દરેક વિષયના વિષે ફેલાયેલી બાબતોને મેળવીને એક વિષયના રૂપમાં તેને ધ્યાનમાં રાખી શકો.

## ઈમાને મુફસ્સલનું બયાન

اٰمَنْتُ بِاللّٰهِ وَ مَلٰئِكَتِهٖ وَ كُتُبِهٖ وَ رُسُلِهٖ وَ الْيَوْمِ الْاٰخِرِ وَ الْقَدْرِ خَيْرِهٖ وَ شَرِّهٖ مِنَ اللّٰهِ تَعَالٰى وَ الْبَعْثِ بَعْدَ الْمَوْتِ.

આમન્તુ બિલ્લાહિ વ મલાઈકતિહિ વ કુતુબિહી વ રુસુલિહી વલ યવમિલ આખિરિ વલ કદ્રિ ખયરિહિ વ શર્રિહિ મિનલ્લાહિ તઆલા વલ બઅષે બઅ્દલ મવતિ.

**અર્થાત :–** હું ઈમાન લાવ્યો અલ્લાહ પર, અને તેના ફરિશ્તાઓ પર, અને તેની કિતાબો પર, અને તેના રસૂલો પર, અને કયામતના દિવસ પર, અને

એ વાત પર કે દુનિયામાં જે કંઈ સારૂ અને બુરૂ થાય છે તે સર્વે તકદીરના મુતાબિક થાય છે અને એ વાત પર કે મરવા પછી ફરીવાર જીવંત થવાનું છે.

**આ કુલ  સાત વસ્તુઓ છે:**

(૧) અલ્લાહ
(૨) ફરિશ્તા
(૩) અલ્લાહની કિતાબો
(૪) રસૂલ
(૫) કયામતનો દિવસ
(૬) તકદીર
(૭) મૃત્યુ પછી ફરીવાર જીવંત થવું

આ બધી બાબતો ઉપર ઈમાન લાવવુ અને દિલથી યકીન કરવું દરેક મુસલમાન માટે જરૂરી છે; તેમાંથી દરેકના વિષે જરૂરી બયાન નીચે લખવામાં આવે છે.

# (૧) અલ્લાહ પર ઈમાન લાવવું.

☆એટલે હું દિલના યકીન સાથે એકરાર કરૂ છું કે આ સૃષ્ટિમાં એક જ સાચો મા'બૂદ અલ્લાહ જ છે જે હંમેશાથી છે અને હંમેશા રહેશે.

☆ તે સર્વે પવિત્ર અને ઉચ્ચ કક્ષાની સંપુર્ણ વિશેષતાઓ વાળો છે અને દરેક જાતની ખોડ અને કમીઓથી પવિત્ર છે.

☆તેની વ્યકિત અને વિશેષતાઓમાં કોઈ ભાગીદાર નથી.

☆ તે જ સર્વે સૃષ્ટિની ઈબાદતના લાયક છે અને તેના સિવાય અન્ય કોઈ વસ્તુ ઈબાદત અને બંદગીના પાત્ર નથી.

☆તેણે જ પૃથ્વી, આકાશ અને તેમાં જે કંઈ નાની મોટી વસ્તુઓ નઝરે પડે છે તે સર્વેને એ જ અલ્લાહે કોઈની મદદ અને ભાગીદારી વિના અસ્તિત્વ અર્પણ કર્યુ.

☆ આ સૃષ્ટિનો દરેક દરેક કણ તેનો મોહતાજ છે અને તે કોઈનો મોહતાજ નથી.

☆તે જ દરેકનો પાલનહાર છે અને પોતાના બંદાઓ માટે ઘણો રહમકર્તા અને દયાળુ છે.

☆ તે પોતાના બંદાઓના અનેક ગુનાહો અને ભુલોને માફ કરે છે.

☆ તે પોતાના બંદાઓની આજીજી અને દુઆઓને સાંભળે છે અને તેમની હાજતો (જરૂરતો)ને પુરી કરે છે.

☆ તે તેના સિવાય સૃષ્ટિની કોઈ વ્યકિતની બંદગી કરવાથી અને કોઈના પાસે હાજતો માંગવાથી સખત નારાજ થાય છે (એવું કરનારને મુશ્રિક કહેવામાં આવે છે.) મુશ્રિકને તે કદાપી માફ કરતો નથી.

☆ દુનિયામાં જે કંઈ થાય છે તે સર્વે તેની જાણ અને ઈરાદાથી થાય છે.

☆ તે જ જેને ઈચ્છે અમીર (માલદાર) બનાવે અને જેને ઈચ્છે તેને ફકીર બનાવે; જેને ઈચ્છે બીમારી આપી દે અને જેને ઈચ્છે તેને તંદુરસ્તી અપી દે.

☆ સારાંશ કે આ સૃષ્ટિનો કોઈ પણ વસ્તુ કે અંશ તેના હુકમ અને ઈરાદા વિના અસ્તિત્વમાં આવી શકતો નથી અને હલનચલન કરી શકતો નથી.

☆ તે પોતાના તાબેદારી કર્તા બંદાઓથી ખુશ થાય છે અને નાફરમાની કરનાર બંદાઓથી નારાજ થાય છે.

☆ તેજ સર્વેને નષ્ટ કરશે, અને કયામતમાં હિસાબ માટે ફરીવાર જીવંત કરશે, જયાં પોતાના હુકમનુ પાલન કરનાર બંદાઓને બદલો અને ષવાબ અને નાફરમાની કરનાર બંદાઓને સખત સઝા આપશે.

## (૨) ફરિશ્તાઓ પર ઈમાન

એટલે હું દિલના યકીન સાથે મૌખિક એકરાર કરૂ છું કે આ દુનિયામાં આપણી નઝરોથી અદ્રશ્ય એક એવી મખ્લૂકનું પણ અસ્તિત્વ છે જેને અલ્લાહે નૂરથી બનાવ્યા છે તેમને મલાઇકા એટલે ફરિશ્તા કહેવામાં આવે છે.

☆ એ ફરિશ્તાઓ નર કે નારી નથી.

☆ માનવીઓના જેમ તેઓને ખાવા–પીવાની જરૂરત નથી, પેશાબ–પાખાના કરવાની પણ જરૂરત નથી.

☆ તેઓ સુતા પણ નથી, એમને સુસ્તી પણ આવતી નથી, બલ્કે હંમેશા તેઓ પોતાની પ્રવૃત્તિઓમાં લાગેલા રહે છે.

☆ અલ્લાહના આ ફરિશ્તાઓ પૃથ્વી અને આકાશમાં એટલા વધુ પ્રમાણમાં છે કે તેમની સાચી સંખ્યા અલ્લાહના સિવાય કોઈ જાણતુ નથી.

☆ તેમાંથી બે ફરિશ્તાઓ દરેક ઈન્સાનના સાથે દરેક સમયે હાજર હોય છે જેમનું નામ કિરામન કાતિબીન છે, તેમાંથી એક નેકીના કાર્યો લખનાર છે અને બીજા દુષ્ટકાર્યો લખનાર છે.

☆ તેઓ સિવાય, ઈન્સાનના સાથે એવા ફરિશ્તાઓ પણ હોય છે જે ઈન્સાનની રક્ષા કરે છે તે ફરિશ્તાઓને 'હફઝહ' (રક્ષણ કરનાર ફરિશ્તાઓ) કહેવાય છે.

☆ એવી જ રીતે આકાશ અને પૃથ્વીમાં દરેક ફરિશ્તાઓના સિરે અમુક ખાસ ખાસ કામો સુપરત કરવામાં આવ્યા છે જેને તેઓ ગફલત અને સુસ્તી વિના ઘણા ખંત સાથે પુરાં કરે છે.

**તેમાં ચાર મોટા ફરિશ્તાઓ મશહૂર (પ્રખ્યાત) છે :**

(૧) હઝરત જિબ્રઈલ (અલ.) જેઓ નબીઓના પાસે અલ્લાહના આદેશો અને કિતાબો પહોંચાડવાનુ કામ કરતા હતા.

(૨) હઝરત મીકાઈલ (અલ.) જે વરસાદ વરસાવવા અને સૃષ્ટિને રોઝી પહોંચાડવાનું કામ કરે છે.

(૩) હઝરત ઈઝ્રાઈલ (અલ.) જે મનુષ્યો અને દરેક જાનવરોની રૂહો (આત્માઓ) કબજે કરવાની સેવા બજાવે છે.

(૪) હઝરત ઈસ્રાફિલ (અલ.) જે કયામતની સૂર ફુંકવા માટે નકકી કરવામાં આવ્યા છે, કયામત આવશે ત્યારે તેઓ પહેલી વાર સૂર ફુંકશે જેનાથી સર્વે સૃષ્ટિનો નાશ થઈ જશે અને પછી જયારે બીજી વાર સૂર ફુંકશે ત્યારે સર્વે જાનદાર વસ્તુઓ બદલો અને ષવાબ મેળવવા માટે બીજીવાર જીવંત થશે.

## (૩) અલ્લાહની કિતાબો પર ઈમાન લાવવું

એટલે આપણે દિલના યકીન સાથે જીભ વડે એકરાર કરીએ છીએ કે અલ્લાહે પોતાના નિકટના ફરિશ્તા હઝરત જિબ્રઈલ અમીન (અલ.) મારફતે ઘણા નબીઓ ઉપર એવી નાની મોટી કિતાબો ઉતારેલ છે જેમાં માનવજગત માટે અકાઈદ (માન્યતા), કાર્યો, કથનો, ષવાબ, સઝા વિષે

ઈલાહી આદેશો લખવામાં આવેલ છે, એમાં જે મોટી કિતાબો છે તેને 'અલ્લાહની કિતાબો' અને જે નાની છે તેને 'સહીફા' કહેવાય છે. તે કિતાબો અને સહીફાની ખરી સંખ્યા જાણવી તો અશકય છે પણ એમાંથી મશ્હૂર ચાર કિતાબો છે :

(૧) 'તૌરેત' હઝરત મૂસા (અલ.) પર,

(૨) 'ઝબૂર' હઝરત દાઉદ (અલ.) પર

(૩) 'ઈન્જિલ' હઝરત ઈસા (અલ.)પર,

(૪)અને સૌથી છેવટે મહાન સંપુર્ણ કિતાબ ''કુર્આન શરીફ'' છે જે સૌથી અંત્તિમ અને સર્વશ્રેષ્ઠ નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર ઉતારવામાં આવી; કુર્આન શરીફ માનવજગતના જીવનના દરેક વિભાગ માટે ઈલાહી માર્ગદર્શનનો એક સંપુર્ણ, જગતવ્યાપી કાનૂન છે કે દરેક માનવીઓના માટે પોતાના સર્જનહારની તા'બેદારી અને બંદગી શીખવવા અને અરસ પરસ ઈન્સાફના સાથે સંસ્કારિક જીવન પસાર કરવા કયામત સુધી સર્વશ્રેષ્ઠ માર્ગદર્શન પુરૂ પાડવાનું સાધન છે.

એ આકાશિય કિતાબોમાં તૌરાત, ઝબૂર, ઈન્જિલમાં તો પોતે જ તેના માનવાવાળાઓએ પોતાના તરફથી ઘણો ફેરફાર કરી આપ્યો છે; વળી ફેરફાર કરેલ કિતાબોને નકલ(કોપી) કરવામાં પણ એટલો ફેરફાર કરી નાંખ્યો કે મૂળ કિતાબ અને નકલ થયેલ કિતાબમાં તફાવત કરવો અશકય બની ગયું; જેથી અત્યારે તે કિતાબોમાં થી કોઈ પણ પોતાના અસલી સ્વરૂપમાં બાકી ન રહેવાના કારણે યકીનના સાથે એ ફેંસલો કરી શકાય એમ નથી કે આ તે જ કિતાબ છે જેને અલ્લાહે ઉતારી હતી; એટલું છે કે આપણે સંક્ષિપ્તપણે એ કહી શકીએ છીએ કે તૌરાત, ઝબૂર, ઈન્જિલ વિગેરે જેટલી કિતાબો અલ્લાહે ઉતારી છે તે બરહક છે અને આપણે એના ઉપર ઈમાન રાખીએ છીએ.

હવે પૃથ્વીના પટ ઉપર માત્ર કુર્આન શરીફ જ તે કિતાબ રહેલ છે જેના વિષે લેશમાત્ર શંકા વિના આપણે એ યકીન કરી શકીએ છીએ તે જ આકાશિય કિતાબ છે જેને અલ્લાહે જિબ્રઈલ અમીન વડે સર્વશ્રેષ્ઠ અને અંત્તિમ નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઉપર

ઉતારેલ છે; અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસેથી હઝારો સહાબએ કિરામે અને સહાબા પાસેથી લાખ્ખો તાબેઈને અને તાબેઈન પાસેથી કરોડો મુસલમાનોએ એક શબ્દની પણ તબ્દીલી વિના લેખિત મૌખિક અને કંઠિષ્તરીતે, ઘણાં ખંત સાથે નકલ કરી આપણાં હાથો સુધી પહોંચાડેલ છે અને કયામત સુધી આવતી પેઢીઓ માટે એવી જ સુરક્ષિત રીતે પહોંચાડવામાં આવશે અને જેના રક્ષણ માટે એના ઉતારનાર અલ્લાહે વાયદો કર્યો છે કે :

اِنَّا نَحْنُ نَزَّلْنَا الذِّكْرَ وَ اِنَّا لَهُ لَحٰفِظُوْنَ

**(ઈન્ના નહનુ નઝઝલનઝ ઝિક્ર વ ઈન્ના લહુ લ હાફિઝૂન)**

**અર્થાત :–** અમે જ કુર્આનને ઉતાર્યુ છે અને અમે જ તેની રક્ષા કરીશું.

## (૪) રસૂલો ઉપર ઈમાન લાવવું

હું દિલના યકીન સાથે જીભ વડે એ એકરાર કરૂ છું કે માનવજગતના પિતા હઝરત આદમ (અલ.)થી લઈ આપણા અંત્તિમ નબી હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સુધી અલ્લાહે વખતો વખત ઘણાં એવા સંસ્કાર વાળા અને ગુણો વાળા મનુષ્યોને પયગમ્બર બનાવીને મોકલ્યા છે જેમના મારફતે પોતાના સામાન્ય બંદાઓ પાસે પોતાના આદેશો અને અહકામો પહોંચાડયા છે તેવા પવિત્ર મનુષ્યોને નબીઓ અને પયગમ્બર કહે છે; જેઓની ખરી સંખ્યા જાણવી તો અશકય છે અલબત્ત એક રિવાયતમાં એક લાખ ચોવીસ હઝારની સંખ્યા વર્ણન થયેલ છે; તે સર્વે નબીઓ સાચા અને બિલ્કુલ માસૂમ હતા અને સર્વેએ પોતાની તબ્લીગની જવાબદારી બજાવેલ છે; તેઓમાં જેઓ અલ્લાહ તરફથી નવી કિતાબ અને નવી શરીઅત લાવ્યા છે તેઓ અલ્લાહના રસૂલ કહેવાય છે જેઓની સંખ્યા એક રિવાયત મુજબ ૩૧૩ છે.

પરંતુ તે વિષે ખરી માન્યતા એ છે કે નબીઓ અને રસૂલો વિષે દિલમાં કોઈ ખાસ સંખ્યા નકકી કરી લેવામાં ન આવે, બલ્કે ટૂંકમાં એ માન્યતા રાખે કે અલ્લાહે પોતાના બંદાઓની હિદાયત (માર્ગદર્શન) માટે ઘણા જ નબીઓ અને રસૂલો મોકલ્યા છે જેમાં સર્વપ્રથમ હઝરત આદમ (અલ.) અને સૌથી અંત્તિમ હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ

સલ્લમ) મોકલવામાં આવ્યા છે; જેમનો દીન સૌથી સંપુર્ણ અને સર્વશ્રેષ્ઠ છે; અને જેમની કિતાબ (કુર્આન) એક પરિપુર્ણ અને સર્વગ્રાહી કાનૂને ઈલાહી છે જેમાં માનવજીવનના દરેક વિભાગો વિષે શ્રેષ્ઠ માર્ગદર્શન છે.

એ નબીઓ આરંભથી લઈ અંત સુધી નાના–મોટા દરેક પ્રકારના ગુનાહોથી પવિત્ર અને માસૂમ હતા, અને પોતાના આખા જીવનમાં ઘણાંજ ચિવટ સાથે ઈલાહી આદેશોના પાબંદ હતા, અને બીજાઓને પણ અલ્લાહની બંદગી અને તાબેદારી કરવાની દા'વત આપતા હતા.

તેઓએ સામાન્ય માનવીઓ સમક્ષ પોતાના સદકાર્યો અને પ્રશંસીય વિશેષણો અને પવિત્ર વિચારસરણીનો અનોખો અને સર્વશ્રેષ્ઠ અનુકરણીય નમૂનો રજૂ કર્યો.

અલ્લાહે તેઓની સત્યતા સાબિત કરવા માટે તેઓ વડે એવા એવા અશકય અને આદત તથા નિયમના વિરૂધ્ધ કામો જાહેર કરાવ્યા કે તેવા કામો સામાન્ય માણસોની શકિતના બહારની વાત હોય છે, જેમકે પથ્થરમાંથી ઊંટણીનું જનમવું, પથ્થર ઉપર લાકડી મારવાથી અનેક ઝરણાંઓ નીકળવા, લાકડીનું ભયાનક સાંપ બની જવું, સમૃદ્ર ઉપર લાકડી મારવાથી માર્ગો બની જવા, મરી ગયેલનું જીવંત થવું, આંગણીના ઈશારાથી ચંદ્રના બે ટુકડા થઈ જવા, પથ્થર, ઝાડ, જાનવર અને નિર્જીવ વસ્તુઓ સાથે વાતચીત કરવી; આ પ્રકારની બાબતોનું જાહેર થવું જે સામાન્ય રીતે અશકય હોય નબીઓના હાથે જાહેર થવાનું નામ "મોઅ્જિઝહ" કહેવાય છે અને "મોઅ્જિઝહ" અંબિયાના હાથે જ જાહેર થાય છે.

નબીઓ સિવાય બીજા માણસના હાથે આ પ્રકારની બાબતો જો જાહેર થાય તો તેને કરામત, ઈસ્તિદરાજ (ઢીલ) નઝરબંદી અને જાદુ વિગેરે કહીશું પરંતુ મોઅ્જિઝહ કદાપી નહિ કહીએ.

માનવપ્રગતિના ઉચ્ચ સ્થાનમાં નબુવ્વત અને રિસાલત સર્વોચ્ચ સ્થાન છે જે ગમે તેટલી ઈબાદત કરવામાં આવે પરંતુ અલ્લાહની ઈચ્છા વિના કોઈને પ્રાપ્ત થઈ શકતુ નથી એથી જ આ મહાન પદવી જેને અલ્લાહ પાક આપવા ઈચ્છે છે તેને પ્રથમથી જ માનવતાના ઉચ્ચ શીખરે પહોંચાડી આપે છે; આ મહાન પદવી કોઈ સ્ત્રીને આપવામાં નથી આવતી અને એવા

માણસ કે જે માનસિકરીતે, શારિરિકરીતે, પેઢી અથવા સંસ્કારરીતે નબળો અને કમઝોર હોય એવા પુરૂષને પણ આપવામાં નથી આવી.

# કયામત અને કયામત પછીનું જીવન

એટલે હું દિલના યકીન સાથે જીભ વડે એકરાર કરૂ છું કે અંત્તે એક દિવસ એવો આવનાર છે કે જેમાં અલ્લાહના હુકમથી ઈસ્રાફિલ (અલ.) સૂર ફુંકશે જેનાથી અલ્લાહ સિવાય આ બધી દુનિયા નષ્ટ થઈ જશે અને બીજો સૂર ફુંકશે જેનાથી સર્વે મરી ચુકેલ એક નવા જગતમાં નવેસરથી જીવંત થઈ કબરોથી ઉભા થશે; એ જ નવુ જીવન "બા'ષ બા'દલ મૌત" અને તે જ દિવસને "યવમુલ આખિર" અથવા "યવમુલ કિયામતિ" કહેવાય છે; જેના આવવા ઉપર આપણે ઈમાન અને યકીન રાખીએ છીએ.

તે દિવસ ઘણો જ ખતરનામ અને ભયાનક દિવસ હશે, અને દરેક માણસ ઉપર તેના અમલોના પ્રમાણમાં વિવિધ પ્રકારની અસર પડશે; એટલે નેક લોકોને તે દિવસ નાનો અને ગુનેહગારોને તે દિવસ લાંબો લાગશે; એવીજ રીતે દરેક માનવીને પોતાના અમલો મુજબ એક ઘડીવારથી લઈને ૫૦ હઝાર વરસ સુધીનો લાગશે; અલ્લાહે આ દુનિયાના ઘરમાં પોતાના બંદાઓને સ્વતંત્ર બનાવીને દરેક પ્રકારની આઝાદી આપી છે કે જો તે ઈચ્છે તો નેકી અને બંદગીનો માર્ગ ઈખ્તિયાર કરે, અને જો ઈચ્છે તો નાફરમાની અને બુરાઈનો માર્ગ ગ્રહણ કરે, તે છતાં તફાવત કર્યા વિના દરેકને રોઝી આપે છે; અને દરેકને તંદુરસ્તી આપે છે, અને પ્રતિષ્ઠા અને દૌલત પણ આપે છે; એનાથી એ સમજવું ન જોઈએ કે તે પોતાના બંદાઓના અમલોથી અજાણ છે અને તેમની બદઅમલીયોથી ખુશ છે; તેણે નબીઓના મારફતે પોતાના આદેશો એટલા માટે મોકલ્યા છે કે તેના બંદાઓ અમલ કરે, વળી માનવીના સાથે બે ફરિશ્તાઓ (કિરામન કાતિબીન) તેની નેકી અને બદી લખવા માટે એટલે નકકી કર્યા છે કે નેકી અને બદીના આ ચોપડાઓ બદલો અને સઝા આપવા માટે કોઈ દિવસ રજૂ કરવામાં આવશે, હવે દુનિયામાં ઘણા લોકો આવ્યા અને ગયા, પરંતુ બદલો અને સઝાનો હિસાબ દુનિયામાં કોઈના સાથે કરવામાં નથી આવ્યો બલ્કે અલ્લાહના નાફરમાન બંદાઓએ આ દુનિયામાં ઘણી સારી રીતે જીવન પસાર કર્યુ.

જેનાથી પુરવાર થયું કે આ દુનિયા બદલો અને સઝા આપવાની જગ્યા નથી, બલ્કે માત્ર મેહનત અને અમલ કરવાની તથા બંદગી કરવાની જગ્યા છે; તેના પછી માનવી બીજી દુનિયામાં જઈને એક અમર અને નવું જીવન મેળવશે જયાં દુનિયાની નેકી અને બદીનો બદલો મેળવશે; તે જ કયામતનો દિવસ અને બદલાનો દિવસ છે, જેમાં માનવીઓના અમલોના ચોપડા બદલો અને સઝા આપવા માટે રજૂ કરવામાં આવશે.

તે જ ઈન્સાફનો દિવસ છે, તે જ દિવસ વાસ્તવિક રીતે માનવીની સફળતા અને નિષ્ફળતા તથા કામયાબી અને નાકામીનો દિવસ છે, તે જ દિવસ દુનિયાના અમલોનો બદલો, નફો, નુકશાન ઉઠાવવાનો દિવસ છે, અને અલ્લાહની જમાત અને શૈતાનની જમાત વચ્ચે તફાવત કરવાનો દિવસ છે.

તે જ દિવસે ઈન્સાફના ત્રાજવા વડે દરેકની નેકી અને બદી તોલવામાં આવશે, જહન્નમ ઉપર બાલથી બારિક અને તલવારથી તેઝ પુલસિરાત બનાવવામાં આવશે, જેનાથી કાફિરો અને ગુનેગારો જહન્નમમાં પડી જશે અને અલ્લાહના નેક બંદાઓ અમલોના તફાવતના કારણે કોઈ ઝડપથી અને કોઈ ધીમી ગતીએ પસાર થઈ જન્નતમાં પ્રવેશ મેળવશે.

જન્નતમાં પ્રવેશ મેળવ્યા પછી જન્નતી લોકો પોતાના મુસ્લિમ જહન્નમી ભાઈઓને જહન્નમમાંથી કાઢવાની અલ્લાહ પાસે સિફારિશ કરશે, જેને "શફાઅત" કહે છે, જન્નતીઓના માન ખાતર શફાઅત કરવાની પરવાનગી મળશે.

શફાઅતમાં નબીઓ, શહીદો, આલિમો, નેક લોકો બધાજ ભાગ લેશે; દરેકને પોતાના રૂતબા મુજબ મર્યાદિત શફાઅત કરવાની પરવાનગી આપવામાં આવશે, તે સર્વે લોકો પોતાના રૂતબા અને દરજજા પ્રમાણે મુસ્લિમ ગુનેગારોની શફાઅત કરીને જન્નતમાં લાવશે ત્યારે સૌથી છેવટે અલ્લાહ તઆલા માત્ર પોતાના ફઝલ (કૃપા) વડે તે લોકોને જહન્નમમાંથી કાઢશે જે લોકો પાસે માત્ર તૌહીદને સત્ય માનવા સિવાય કોઈ અમલ નહિં હોય; તે પછી જહન્નમમાં કાફિરો અને મુશ્રિકો સિવાય કોઈ રહેશે નહિં, જેઓ હંમેશા જહન્નમમાં રહેશે, અને જન્નતી હંમેશા જન્નતમાં રહેશે

તેઓને પોતાના દરજા મુજબ જલ્દી અથવા મોડે અલ્લાહના દીદાર થતા રહેશે, જે જન્નતની નેઅમતોમાંથી મહાન નેઅમત હશે.

## (૭)તકદીર ઉપર ઈમાન લાવવું

એટલે કે દિલના યકીન સાથે જીભ વડે એ એકરાર કરૂ છું કે આ જગતમાં જે વસ્તુઓ જે જે પરિસ્થિતિમાં અસ્તિત્વમાં આવી અગર અસ્તિત્વમાં આવશે અને જે જે હાલત અને કેફિયતના સાથે તે અસ્તિત્વમાં રહેશે અથવા નષ્ટ થશે એ સઘળા પરિવર્તનને અલ્લાહ તઆલાએ સૃષ્ટિના સર્જન પહેલાં જ પોતાના અઝલી ઈલ્મ મુજબ લોહે મહફૂઝમાં લખી આપ્યુ હતું.

દાખલા તરીકે આપણે કયા ખાનદાન (કુટુંબ)માં, કયારે, કઈ જગ્યાએ અને કેવા સંજોગોમાં અસ્તિત્વમાં આવીશું ? પછી કેવી રીતે જીવન પસાર કરીશું ? અને પછી કેવી રીતે આપણે નષ્ટ થઈશું ? અને શુ પરિણામ આવશે ? ગરીબ રહીશું કે માલદાર ? બદસૂરત હોઈશું કે ખુબસૂરત ? બીમાર પડીશું કે સ્વસ્થ ? સારાંશ કે આપણી દરેક હાલત અને કેફિયત અને દરેક હરકતો ભલે તે સારી હોય કે નરસી હોય એ સર્વેનો સંપુર્ણ અને વિગતવાર કોઠો આપણી પેદાઈશ (જનમ)ના પહેલાં અલ્લાહ તઆલા પોતાના અઝલી ઈલ્મ અને અઝલી ઈરાદાના પ્રમાણે નકકી કરીને "લૌહે મહફૂઝ"માં લખી ચુકયા છે; જેમાં હવે પછી કોઈ પણ જાતનો ફેરફાર કે તબ્દીલી અશકય છે; અને તેનાથી વિપરિત આપણે કોઈ કામ કરી શકતા નથી.

એ જ અઝલમાં નકકી કરી લેવાનું નામ "તકદીર" છે; જેના ઉપર ઈમાન લાવવું જરૂરી છે, આપણાં ઈમાનની સલામતી માટે તકદીરની એટલી વિગત જાણવી જરૂરી છે જેટલી તમે વાંચી ચુકયા; એનાથી વધુ તહકીક કરવામાં અને ચર્ચા–વિચારણા કરવામાં ઈમાન મજબૂત થવાના બદલે ઈમાનમાં શંકાઓ ઉતપન્ન થવા લાગશે એ જ કારણે તકદીરના મસ્અલામાં ચર્ચા–વિચારણા કરવાના કારણે ઈસ્લામમાં "જબ્રિય્યહ" અને "કદ્રિયઅ" નામના નવા જુથો (ફિર્કાઓ) તો ઉતપન્ન થયા પરંતુ તકદીરનો મસ્અલો હજુ સુધી સરળ બની શકયો નહિં.

વહબ ઇબ્ને મુનબ્બહ ફરમાવે છે કે તકદીરના મસ્અલા વિષે

અનેકવાર મેં મનન કર્યુ પરંતુ દરેક વખતે હેરાની અને પરેશાની સિવાય કોઈ પરિણામ મળ્યું નહિં; અને તકદીરના મસ્અલાના સૌથી વધુ જાણકાર (આલિમ)ને જાહિલ અને સૌથી વધુ જાહિલને આલિમ સમઝયો.

અને વાસ્તવિકતામાં તકદીરનો મસ્અલો મુખ્લિસ મો'મિન અને બિનમુખ્લિસ વચ્ચે તફાવત કરવાનું માપદંડ છે. મો'મિન મુખ્લિસ તો એક મુખ્લિસ નોકરના સમાન પોતાના માલિકના આદેશોની રાહ જુએ છે; માલિકના તરફથી આદેશ આવતાંની સાથે જ આજ્ઞાનુ પાલન કરવા લાગે છે; અને બિન મુખ્લિસ બંદો કામચોર નોકર સમાન માલિકના પાલન કરવાના બદલે બહાનાઓ વડે ખોડ–ખાંપણ શોધે છે.

એ વિષે જો વિચાર કરવામાં આવે તો સામાન્ય લોકોની એ મહાન ભુલ છે બલ્કે ઝુલ્મ છે કે અલ્લાહની તાબેદારી અને બંદગી કરવામાં તકદીરના મસ્અલાને બહાનુ બનાવીને તાબેદારી અને બંદગી છોડી દે છે પરંતુ ભુખ અને તરસના સમયે પોતાની સઘળી શકિત વડે રોટી, પાણીની શોધમાં પ્રવૃત થઈ જાય છે, અને બીમારી દૂર કરવા માટે દવા (ઈલાજ) માટે હકીમ અને ડોકટરની પાછળ દોડે છે; પરંતુ આ પ્રકારની જરૂરતોને તકદીરના હવાલે સુપરત કરીને પ્રયત્નો અને પ્રયાસો છોડતા નથી; જયારે કે અમુક સમયે પ્રયાસ અને પ્રયત્ન હોવા છતાં રોટી–રોઝી મળતી નથી અને દવા (ઈલાજ) કરવા છતાં બીમારી દૂર થતી નથી.

તો જેવીરીતે આપણે આ જરૂરતોને પુરી કરવા એ ઉમ્મીદથી પ્રયાસ અને પ્રયત્નો કરીએ છીએ જેમા વધુ પડતા આ પ્રયાસોથી સફળતા મળી જાય છે અને જો સફળતા ન મળે તો દિલને તસલ્લી આપીએ છીએ કે તકદીરમાં નહિ હોય, બાકી આપણે તો અનહદ પ્રયાસો કર્યા. એવી જ રીતે દરેક કામના આરંભમાં અલ્લાહની હિદાયત (માર્ગદર્શન)ને નઝર સમક્ષ રાખી દરેક કામ માટે આપણી સમગ્ર શકિત લગાવવી જોઈએ, અને જો પરિણામ સારૂં આવે તો અલ્લાહનો શુક્રિયહ અદા કરવો જોઈએ, અને જો પરિણામ ખરાબ આવે તો તૌબા અને ઈસ્તિગફાર વડે ભવિષ્ય માટે અલ્લાહથી સારી તૌફીકની દુઆ કરવી જોઈએ અને એ જ સીધો અને સફળતાનો માર્ગ છે.

وَ اللّٰهُ يَقُوْلُ الْحَقَّ وَ هُوَ يَهْدِی السَّبِيْلَ .

# તકદીર વિશે પુર્તિ

તકદીરનો મસ્અલો અકીદાઓમાં મહાન મતભેદવાળો કોયડારૂપ મસ્અલો છે અને એ મતભેદનું કારણ એ છે કે શું માનવ જગતમાં જે માલદારી, ગરીબાઈ, નેકી, બદી, અને બીજી અનેક અસંખ્ય હાલતો, વિશેષણો, હરકતોમાં જે મતભેદ જોવા મળે છે તે સર્વે બાબતો અલ્લાહે દરેક માનવી માટે પોતાના ઈલ્મ અને ઈરાદા મારફતે નકકી કરી આપ્યા છે, અને તેના મુજબ જ પોતાનું જીવન પસાર કરવા માટે મજબૂર છે, અથવા માનવીના જન્મ વખતે અલ્લાહ તઆલાને એના ભવિષ્ય વિશે કોઈ જાણ હોતી નથી અને કોઈ ઈરાદો હોતો નથી, બલ્કે માનવી પોતાના ભવિષ્ય બનાવવા અને તેમાં નેક અને ખરાબ અમલ કરવા આઝાદ અને મુખતિયાર છે ?

એ વિશે એક ફિર્કો (જુથ) એક હદ સુધી તહકીક કરીને તકદીરને એ રીતે માનવા લાગ્યો કે માનવી દરેક કાર્યોમાં માત્ર મજબૂર છે, જે કંઈ એના માટે તકદીરમાં નકકી કરવામાં આવ્યું છે તે કરવા માટે મજબૂર છે એના સર્વે કાર્યો તેના ઈખતિયાર વિના થાય છે, એ ફિરકો "જબ્રિય્યહ" કહેવાય છે.

બીજા ફિર્કા (જૂથ)એ જયારે જોયું કે એક રીતે માનવીને તકદીરની જાળમાં ફસાવી આપવો અને બીજી રીતે તેના કાર્યોનો બદલો અને સઝા નકકી કરવી માનવબુધ્ધિ અને ઈલાહી હિકમતના વિરૂધ્ધ છે જેથી તેઓએ તકદીરને સદંતર નકારી કાઢી; તે ફિરકા (જુથ)નું નામ "કદ્રિયહ" (અર્થાત તકદીરનો ઈન્કાર કરનાર) છે; જેઓ માનવીને પોતાની તકદીરનો સર્જક ગણે છે.

એહલે હકક (એટલે એહલે સુન્નત વલ જમાઅત)એ જયારે તકદીરની સાબિતીમાં અનહદ બૌધ્ધિક તથા તાર્કિક દલીલો જોઈ ત્યારે તકદીરના અકીદા (માન્યતા)ને દીનની જરૂરી બાબતોમાં ગણના કરી; પરંતુ જબ્રિય્યહનાં જેમ બંદાને તકદીરના હેઠળ મજબૂર સમઝયો નહિં, બલ્કે ફાઈલે મુખ્તાર (મરજી મુજબ વર્તનાર)ની હેસિયતથી ગણના કરી; જાણે કે બંદો તકદીરના મુતાબિક કાર્યો કરવામાં મજબૂર પણ છે અને મુખ્તાર પણ છે.

એહલે સુન્નત વલ જમાઅતનો આ અકીદો બાહ્ય રીતે જોતાં વિરૂધાભાષ વાળો લાગે છે પરંતુ વાસ્તવમાં એમ નથી; બલ્કે એ બંને સીમાઓના વચ્ચે એક મધ્યમ માર્ગ છે જેને ગ્રહણ કર્યા પછી એવી કોઈ ખરાબીની શકયતા બાકી નથી રહેતી જે ઉપર વર્ણન કરવામાં આવેલ બે હદોમાંથી કોઈ એકને ગ્રહણ કરવાના કારણે ઉપસ્થિત થાય છે.

મસ્અલાની વાસ્તવિકતા એ છે કે અઝલમાં અલ્લાહ તઆલાએ માનવીઓની જે તકદીર નકકી કરી લખેલ છે તે માનવીના પોતાના ઈખ્તિયાર સાથે થનાર એવા અમલો છે જે ઈન્સાન પોતે અસ્તિત્વમાં આવ્યા પછી પોતાના ઈખ્તિયાર સાથે કરે છે; અને એ જ કારણે દરેક માનવી પોતાના અમલો વિશે એવું જ અનુભવે છે કે હું જે પણ કામ કરૂ છું તે હોશ–હવાસ અને બુધ્ધિ તથા ઈખ્તિયાર સાથે અંજામ આપુ છું, અને એ જ કારણે દુનિયાની સરકારો માનવીના કાર્યો વિશે કાયદાઓ ઘડે છે અને કાયદાઓ મુજબ સઝા અને બદલો આપે છે, અને માનવી પોતે પણ પોતાની સફળતા અને કામિયાબી માટે દરેક પ્રકારની ફિકર અને પ્રયત્નો તથા કોશીસો ચાલુ રાખે છે, જેનાથી સ્પષ્ટરીતે એ પરિણામ નીકળે છે કે માનવી "ફાઈલે મુખ્તાર" છે, નહિં તો એક મજબૂરે મહજ (અતિ વિવશ) ઈન્સાન માટે આ કાયદાઓ ઘડવામાં ન આવતે, અને દરેક માનવી પોતાની ભુખ–તરસ, દવા–ઈલાજ, માટે આટલી ભારે કોશિસ ચાલુ ન રાખતે. હવે દિલમાં માત્ર એ સવાલ ઉપસ્થિત થાય છે કે તકદીરની પાબંદી હોવા છતાં માનવી "ફાઈલે મખ્તાર" કેવી રીતે થશે ? અને જનમ પહેલાં એના ઈખ્તિયાર વડે થતા કાર્યો કેવી રીતે લખવામાં આવ્યા ? તો એના જવાબ માટે સીનેમાના ખૈલ ઉપર વિચાર કરો.

સીનેમાવાળા કોઈ ફેકટરીમાં કામ કરનાર, અથવા નમાઝ પઢનાર અને હજ કરવાવાળા લોકોના સામે ફિલ્મ ઉતારવા માટે કેમેરા ગોઠવે છે; એ કેમેરાના સામે માનવીઓની બધી જ હરકતો અને તેમના ઈખ્તિયાર સાથે થતા કાર્યોના ફોટા ફિલમમાં ઉતરી જાય છે, હવે એ ફિલમ જયારે તૈયાર કરીને પર્દા ઉપર બતાવવામાં આવે છે અને જોનાર લોકોમાં એકટીન કરવાવાળા પોતે પણ હોય; ત્યારે તેઓને અમુક હરકતો પ્રકૃતિના વિરૂધ્ધ અથવા સમાજના વિરૂધ્ધ જણાયછે છતાં એ લોકો તે હરકતો અને એકટીંગ

બદલી શકતા નથી; જયારે કે એકટિંગ કરતી વખતે બધી હરકતો પોતાના ઈખ્તિયારથી કરી હતી; હવે કોઈ વ્યકિત માનવીના સમગ્ર જીવનની તેના અખ્તિયાર સાથે ફિલ્મ તૈયાર કરી લે (જેમકે કિરામન કાતિબીન તૈયાર કરે છે) અને તેને જાણનાર અને ખબર રાખનાર કોઈ એવી વ્યકિત હોય કે માનવ જીવન વિશે જેટલા કાર્યો અને હરકતો થનાર છે તે એના જન્મ પહેલાં પોતાના ઈલ્મ વડે જાણી લખી આપે (જેમકે અલ્લાહે પોતાના ઈલ્મની વિશાળતાના કારણે દરેક માણસની તકદીર એમ જ લખેલ છે.) અને એ બંને ફિલ્મ એક બીજાથી બિલ્કુલ શબ્દે શબ્દ મળતી આવતી હોય તો તે વડે 'અલીમ'' અને ''ખબીર''ના ઈલ્મની પ્રશંસા અને વખાણ તો કરી શકીએ છે કે જે લખ્યું હતું તે જ થયું; પરંતુ એ ઈલ્ઝામ ન લગાવી શકાય કે તમોએ અમારા અમલો પહેલેથી જાણી લીધા હતા એટલે હું તે કરવા મજબૂર થયો.

સારાંશ કે એ જ અમલી ફિલ્મ જે માત્ર અલ્લાહના ઈલ્મ નો નકશો છે તે તકદીર છે. જેના વિશે ઈન્સાન મુકલ્લફ નથી અને તેનું ઈલ્મ (જાણકારી) અલ્લાહે કોઈને આપ્યું પણ નથી અને આ બીજી ફિલ્મ જે કિરામન કાતિબીન તૈયાર કરે છે તે જ ઈન્સાનના ઈખ્તિયારી અમલો છે જેના ઉપર સઝા અને બદલો નકકી છે. બસ આટલુ જ જાણવુ જોઈએ એનાથી વધુ ચર્ચા કરવી ભયથી ખાલી નથી; બલ્કે આ દુઆ પઢી લેવી જોઈએ :

اَللّٰهُمَّ اِنَّا نَعُوْذُ بِکَ مِنْ جُهْدِ الْبَلاَءِ وَ دَرْکِ الشِّقَاءِ وَ سُوْءِ الْقَضَاءِ وَ شَمَاتَةِ الْاَعْدَاءِ وَ لَاحَوْلَ وَلاَ قُوَّةَ اِلَّا بِاللّٰهِ.

અલ્લાહુમ્મ ઈન્ના નઉઝુ બિક મિન જુહદિલ બલાએ વ દર્કિલ શિકાએ વ સૂઈલ કઝાએ વ શમાતતિલ અઅ્દાએ વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ.

☆ સમાપ્ત ☆

☆☆

☆

هو المعين

# મુઈનુલ અકાઈદ

(ઈસ્લામી માન્યતાઓ)


—: સંપાદક :—

મવ. મુફતી મહમૂદ હસન સા. અજમેરી (રહ.)

ભુતપુર્વ શૈખુલ હદીષ:જામિઅહ હુસૈનીયહ રાંદેર



—: પ્રકાશક :—

(મવ.) મહમૂદ શબ્બીર મવ. મુહમ્મદ સઈદ રાંદેરી (સા.)

મુહતમિમ : જામિઅહ હુસૈનીયહ રાંદેર, સુરત (ગુજરાત)

| કિતાબકનું નામ | મુઈનુલ અકાઈદ |
|---|---|
| સંપાકદ | મવ. મુફતી મહમૂદ હસન સા. અજમેરી (રહ.) |
| પ્રકાશન વર્ષ | સન હિજરી ૧૪૨૯ મુતાબિક સન ઈસ્વી ૨૦૦૮ |
| આવૃતિ | પ્રથમ |
| પ્રત | ૧૦૦૦ (એક હઝાર) |
| પ્રકાશક | જામિઅહ હુસૈનીય્યહ, રાંદેર (સુરત) |

# PUBLISHER

JAMIAH HUSAINIYAH RANDER

AT & PO. RANDER, 395005

PH. (0261) 2763303

FAX : (0261) 2766327

# જામિઅહ હુસૈનીયહ રાંદેર

જામિઅહ હુસૈનીયહ મુહમ્મદિય્યહ અરબિય્યહ ઈસ્લામિય્યહ રાંદેર, સુરત; જેની સ્થાપના હઝરત મૌલાના હુસૈન બિન મૌલાના કારી ઈસ્માઈલ (રહ.)એ ઈસ્લામના પ્રચાર અને પ્રસાર તથા નબવી સુન્નતોનુ અમલીકરણ અને સમગ્ર મુસલમાનોનાં સંસ્કારના સુધારા માટે આમ રીતે અને ગુજરાતના મુસલમાનોમાં દીની તા'લીમ ફેલાવવા માટે ખાસ કરીને ૧૩૩૫ હિજરી મુતાબિક ૧૯૧૭ ઈ.સ.માં કરી હતી; જે સંપુર્ણ સફળતા સાથે અલ્લાહ તઆલાના ફઝલ (કૃપા) અને મહેરબાની અને મુસલમાનોની મદદ અને ઈમદાદથી ચાલુ છે.

## અલ્લાહ તઆલા એને કાયમ રાખે. આમીન